# રાખના સાથિયા



ગોવર્ધન શર્મા

# રાખના સાથિયા

: લેખક :

ગોવર્ધન શર્મા



સી. શાંતિલાલની કંપની

બુકસેલર્સ : : પબ્લિશર્સ

૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : : મુંબઈ—૨.

: પ્રકાશક :

શ્રી. શાંતિલાલની કું. વતી
શાંતિલાલ લક્ષ્મીશંકર પંચોલી.
૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨



કિંમત રૂ. ત્રણ

પ્રથમ સંસ્કરણ
૧૯૪૬



: મુદ્રક :

શ્રી જાદવજી પિતામ્બર ઠક્કર.
ઉષા પ્રિન્ટરી, દેવકરણ મેનશન
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨.

# સાથિયા

# પૂરતાં ....!

ગુજરાતની જનતા સમક્ષ મારી ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ, ગ્રંથકારે પહેલીવાર સાદર પેશ કરું છું.

હું સાહિત્યકાર, નવલિકાકાર કે કલાકાર નથી–તેવી સ્થિતિ પણ મેં કદિ અનુભવી નથી; છતાંય હું સાહિત્યિક છું. સાહિત્યનો મને શોખ છેઃ ને એ શોખમાંથી સ્વયં સ્ફુરિત પ્રેરણા–એટલે મારી વાર્તા લખવાની પ્રવૃત્તિ છે.

વાર્તા લખવાની શરૂઆત મેં વર્ષો પૂર્વે સ્વ. મણિલાલ ઇચ્છારામ દેસાઇના સાપ્તાહિક 'વીસમીસદી'માં કરી, ને એમને ત્યાં મેં કામ કર્યું ત્યાં સુધી એ પ્રવૃત્તિ ચાલુ રહી. ત્યાર પછી મેં છૂટક છૂટક વાર્તાઓ જુદાં જુદાં સામાયિકો–ખાસ કરીને, 'નવચેતન' માસિક અને પુર્નજીવન પામેલા 'વીસમીસદી' સાપ્તાહિક માટે લખી છે. તેમાંની આ અગિયાર વાર્તાઓનો સંગ્રહ છે.

આ સંગ્રહનું નામ 'રાખના સાથિયા' રાખ્યું છે. આ નામ એટલા માટે કે એક તો સંગ્રહમાંની છેલ્લી વાર્તાનું નામ 'રાખના સાથિયા' છે. ઉપરાંત આ વાર્તાઓના કલેવરમાં સમાએલા વિચારો મારા માનસે અનુભવેલી ભાવનાઓના પ્રત્યાઘાતનીજ વૈધાનિક નિષ્પત્તિ છે.

સંગ્રહમાંની 'અધૂરો ત્યાગ,' 'આંધળાનો ઘા,' 'પ્રારબ્ધ અને પુરૂષાર્થ,' 'કટાર અને કુરબાની' 'રાખના સાથિયા' આ પાંચ વાર્તાઓને જાતકકથા, લોકકથા ને ઐતિહાસિક ઘટનાઓનો આધાર છે. જ્યારે બાકીની છ વાર્તાઓ મારી આસપાસના વાતાવરણ ને જીવનમાં બનતા નિત્યના પ્રસંગોથી પ્રભાવિત થઇ દોરેલાં કલ્પના ચિત્રો છે. અત્યારે સ્મૃતિમાં નામ ચઢતાં નથી. પરન્તુ 'જીવનનો ભાર' અને 'કલાસિદ્ધિ' ઉપર વાંચેલાં બે અંગ્રેજી કાવ્યોની અસર તો અવશ્ય છે. જેના માટે તેના લેખકોનો આભાર શેં વિસરાય ?

ગુજરાતના વિસ્તાર પામતા વર્તમાન નવલિકા સાહિત્યમાં ઉમેદવાર બની આ સંગ્રહ આવે છે. એટલે એના ગુણદોષ, ઉત્કૃષ્ટતા ને ઉણપો જોવાનું કાર્ય વિવેચકોનું છે. ને સૌથી સાચો ને મહાન વિવેચક હોય તો તે વાંચક જ છે. અવલોકનો મને અભિષ્ટ છે. અગર વાંચકો ઉદાર દિલે આ સંગ્રહને અપનાવી–વાંચી મારી ત્રુટિઓ પર પોતાનો જેવો હોય તેવો કોમળ–કઠોર અભિપ્રાય મને દર્શાવશે તો જરૂર હું તેમનો આભારી થઇશ. સાચું કહું છું, એથી મને બેહદ આનંદ થશે.

ગુજરાતી સાહિત્યના અનુવાદિયા યુગમાં આ સંગ્રહને પ્રસિદ્ધ કરવાનું સાહસ ખેડવા માટે હું ભાઇશ્રી શાંતિલાલ પંચોળીને ધન્યવાદ આપી વિરમું છું.

દૈનિક 'વિશ્વમિત્ર'
પારસી બજાર સ્ટ્રીટ–મુંબઇ.
અષાઢી બીજ વિ. સં. ૨૦૦૨

વિનમ્ર—
—ગોવર્ધન શર્મા



# અર્પણ



જેમનાં સૌજન્ય અને સાહસ ભરી સજાગ
મમતાએ મારી જીવન મંજલને સ્થિર
કરી. એ ઉપકાર કેમ વિસરાય? એવા—

**સ્વ. મુરબ્બી હીકુભાઈ બી. દેશાઇની**

**પુણ્ય સ્મૃતિમાં—**

—ગોવર્ધન શર્મા

# અ ★ નુ ★ ક્ર ★ મ ★ ણિ ★ કા



લેખકનાં

## હવે પછીનાં પ્રકાશનો

## કવિરાજ

હિન્દના અંતિમ હિન્દુ સમ્રાટના સમયની ભવ્ય ઐતિહાસિક કથા.



## રાજ રાજેશ્વર

ભારતના સુવર્ણ યુગ ગુપ્ત સામ્રાજ્યના તેજસ્વી સમ્રાટની જોરદાર ઐતિહાસિક નવલકથા.



## ખંડિત અવશેષો

ભારતના ભૂતકાલિન ઐતિહાસિક અને સાહિત્યિક સંશોધન લેખોનો સંગ્રહ.

ન કુછ હમ હંસ કે સીખે હૈ, ન કુછ હમ રો કે સીખે હૈં,
જો કુછ થોડાસા સીખે હૈ, કિસી કે હો કે સીખે હૈ.

* * *

દર્દે દિલ પાસે વફા જજબએ ઇમાં હોના,
આદમિયત હૈ યહી ઔર યહી ઇન્સાં હોના.

* * *

આજતક જો કુછ ભી લીકખા, થા ગલત,
ખુદ ગલત, ઇન્શાં ગલત, ઇમલા ગલત.



# અધૂરો ત્યાગ

પૂણ્ય-સલિલા મંદાકિનીને આ તીરે સરિતાની ઊછળતી ભવ્ય તરંગમાલાઓ શી સમૃદ્ધિની છોળો ઉછાળતી શ્રાવસ્તી નગરી ઊભી છે. ને સામે તીરે ગિરિમાળાની શિખર કંદરામાંથી ઢોળાઈને આવતી ધરતી ઉપર ધાઢ વૃક્ષરાજી વિસ્તરી રહેલી છે. પશ્ચિમના જલસિંહાસને સૂર્યદેવ વિરાજતાં સ્હાંજના શીળા ઓછાયા અવનિ ઉપર ઊતર્યા છે. આથમતા રવિનાં શીત કિરણો સરિતાના વિશાળ પટના શ્વેત તરંગો પર નાચી રહ્યાં છે. આ રશ્મી નૃત્યમાં તાલ પૂરતી હોય તેમ કેટલીય નૌકાઓ સલિલની સપાટી ઉપર ડોલી રહી છે. આ નૌકાઓ છે—ગ્રીષ્મના જલવિહારે નીકળેલા શ્રાવસ્તીના સહેલાણીઓની.

જલવિહારે નીકળેલા સહેલાણીઓની નૌકાઓમાં એક નૌકા છે શ્રાવસ્તિના શ્રેષ્ઠ શિરોમણીની એકની એક કન્યા ગૌતમીની. પછી આ જલપારણે ઝૂલતા નૌકા સમુહમાંથી મંદ ગતિએ વિહરી રહેલી જરિયાન રેશમના શ્વેત સઢને ફરકાવતી નૌકા નોખી તરી આવે એમાં આશ્ચર્ય શું ? શ્રાવસ્તીના સંગેમરમરની શીલાઓમાંથી સર્જાએલા ભવ્ય પ્રાસાદ અને મહાલયો, નગરનો નિતાન્ત કર્કશ કોલાહલ, ને અપાર વૈભવે જન્માવેલા વિલાસી વાતાવરણ કરતાં બાળ શિશુના સ્મિત શો સરિતાનો

શુભ્ર પ્રવાહ, એનું સુમંજુલ સંગીત ને કાંઠા ઉપર વિસ્તરેલી વનશ્રીની હરિયાળીની હૃદય રંજક રમ્યતા ગૌતમીને વધુ પ્રિય છે. અને એથીજ એણે નાવિકને નાવ સામે કાંઠે લેવા સૂચન કરેલું છે.

સરિતાના મધ્ય જલરાશી પર ઉમંગભરી ઉર્મિલાઓને આવકારતી ગૌતમીની નૌકા કોઈ માનુનીની જેમ વિહરી રહી છે. ગૌતમી સાથે નાવમાં એની બે સખીઓ છે–તરંગ ને સુરંગ. આ સખીઓ સાથે નાવમાં જલકેલી ખેલતી–પ્રકૃતિના નૈસર્ગિક સૌન્દર્યને નિહાળવામાં નિમગ્ન ગૌતમીના કાન પર અચાનક એક મધુર અને માર્દવતાભરી અદ્ભુત સ્વરલહરી અથડાય છે—ને શ્રાવસ્તીની સંગીત વિદ્યાપીઠની સ્નાતિકા ગૌતમી એકદમ ચમકી ઊઠે છે: આ અપરિચિત ધ્વનિની કડીને પકડવા એની કાળી ભ્રકુટિ નીચે આવેલાં એનાં સારિકા શાં સ્નિગ્ધ નયનોની દૃષ્ટિ સહેજ ઝીણી બને છે. અને નાવ કિનારા સમિપ આવતાં પેલો મધુર ધ્વનિ વધુ સ્પષ્ટ થાય છે. આ સ્વરલહરી કયાંથી આવે છે ! એ વિચારે એનું મન વિચારના ઝોલે ચડે છે. "અલી તરંગ, ત્હને કંઇ સ્હમજાય છે ?" કહેતાં ગૌતમી સખિઓ તરફ ફરી. તરંગા ને સુરંગા ધ્યાન પૂર્વક એ સંગીત–ધ્વનિનો પરિચય કરવા નિરર્થક યત્ન આદરે છે: પછી આવા સાવ નિર્જન સ્થાનમાં સંગીત ક્યાંથી, એ વિચારે "એ ત્હમારી ભ્રમણા છે" એમ ઉપહાસથી હસતાં સુરંગ ગૌતમીના ચહેરા ઉપર જલની અંજલી ઉડાડે છે.

......અને ત્યાં તો નાવિક નાવનું લંગર કાંઠે ઉભેલા એક બદામ વૃક્ષને નાંખે છે–નાવ સ્થિર બની ઊભી રહે છે. અને ત્રણેય સખિઓ પોતાના જરિયાન ઉપવસ્ત્રના લટકતા છેડા ઘૂંટણ આગળથી ઊંચા લઇ એમની કુમ કુમ પગલીઓ કાંઠાની હરિયાળી ભૂમિ ઉપર માંડે છે. નીલ ગગનની પાંખ પર ઊગતી સન્ધ્યાનાં ગુલાબી પ્રતિબિમ્બ ઝીલતાં સલિલની જેમ ગાઢ વૃક્ષરાજીને વીંધીને આવતી પેલા સ્વરની સુમોહક લહરી વાતાવરણને એકદમ ભરી દે છે. સુગન્ધિત સમીર લહેરોમાંથી સ્પષ્ટ થતો સુમંજુલ સંગીત ધ્વનિ, શ્રાવસ્તીની સંગીત વિદ્યાપીઠની

સ્નાતિકા ગૌતમીના હૃદય તંત્રીના તારે તાર, એક અદ્દ્ભુત ગુંજારે ગુંજાવી જાય છે. અને એનું હૈયું આ અદષ્ટ સંગીતને સાંભળવા અતિ ઉત્સુક બને છે. એના કૌમાર્યથી વિકસીત લાવણ્યભર્યા અંગે અંગમાં અકથ્ય વ્યગ્રતા વ્યાપે છે. જેની એક કાળી રેખા અને લાવણ્યભર્યા સ્નિગ્ધ વદન પર ઉપસી આવે છે.

પ્રકૃતિના નૈસર્ગિક સૌન્દર્યનો ઉલ્લાસ મ્હાણુવા આવેલી ગૌતમી આ અતિ આહ્લાદક સ્થળમાં પેલા મિઠાશભર્યા સ્વરની શોધના વિચારે—"ચાલો અલી, આગળ જઈએ" કહેતાં આ વનરાજીમાં લંબાએલી એક સાંકડી પગદંડી પર આગળ ચાલવા માંડી. એમની આસપાસ ચારેકોર કુદરતની નવપ્રફુલ્લિત આહ્લાદકતા છે—જાણે પ્રકૃતિએ નવું રૂપ ન ધર્યું હોય ! અને આ ઉલ્લાસમય વાતાવરણમાં સમીરની સુગન્ધિત લહેરોમાં રેલાતો સુરાવલીની મિઠાશભર્યો ધ્વનિ અનોખી પ્રેરણાનો પ્રાણ બની રહે છે.

વન, વૃક્ષ, ઝરણાં અને વનલતાઓના વૈપૂલ્યને વીંધતા ગૌતમી ને એની સખિઓ એક નાનકડી પુષ્પકુંજ શી સપાટભૂમિ પર આવ્યા. જ્યાં ઉપવનના સંસ્કાર દેખાય છે ત્યાં પેલી સુરાવલીનો મિઠાશભર્યો સુસ્પષ્ટ ધ્વનિ પ્રગટ રીતે ગૌતમીના હૈયાને પુલકિત બનાવી દે છે. ને એની દ્રષ્ટિએ એક અંજીરના ઝાડ હેઠળ શિલાસન કરી બેઠેલા બ્રહ્મચર્યના તેજથી ભવ્ય લાગતો પડછંદકાય યુવાન પુરુષ દેખાય છે. યુવાનના ગળામાં રૂદ્રાક્ષની માળા છે—ને એના કાળા જુલ્ફાવાળા કેશ છૂટા વિખરાએલા પડયા છે. ને ગૌરદેહની ડાબી ખાંધેથી જમણી તરફ શ્વેત ઉપવિત હિમાદ્રીમાંથી ગંગા ઊતરે એમ શોભી રહ્યું છે. ને આ યુવાન કોઈ અદ્દ્ભુત છટાથી અધર આગળ કાષ્ટનાલિકા રાખી ફૂંકી રહ્યો છે: એની આ ફૂંકમાંથી જાગતી અલૌકિક સુરાવલિમાં અદ્દ્ભુત એવી મોહકત્તા ભરી છે. જે હૃદયની ઊર્મિઓને જગાડી ચિત્તને અપાર્થિવ સૃષ્ટિમાં લઈ જાય છે. વાતાવરણમાં સંગીતના સ્વર—ફૂલને ચમકાવતી કાષ્ટનાલિકાના છીદ્રો ઉપર તરલતાથી

ઊંચી–નીચી થતી એની અંગુલીઓ પર ગૌતમીનાં સ્નિગ્ધ નેન અપૂર્વ મુગ્ધતાથી સ્થિર થાય છે.

આ અપાર્થિવ આનંદની રંગલહરી લઇ ગૌતમી એના હૃદયની અર્શ પર રંગોળી પૂરે છે. પણ આ અપૂર્વ રંગ લહરી ક્ષણિક આનંદની એક માત્ર આછી સ્મૃતિ રેખા બની અદૃશ્ય થઇ જાય છે. સુરાવલી સ્થંભી જાય છે ને ગૌતમી મુગ્ધતાભર્યા આવેશમાં આવી જઇ–"ધન્ય છે તપસ્વી! ધન્ય ત્હારી આરાધનાને!" એમ જોરથી ઉચ્ચારે છે. ને ગૌતમીના શબ્દોનો પ્રતિઘોષ એ શાંત નિરવતામાં ગાજી રહે છે. યુવાન તપસ્વી આ શબ્દો સાંભળી આશ્ચર્યથી વિસ્ફારીત નયને ગૌતમી તરફ નિહાળે છે, આવી નિર્જનતામાં આ ત્રણ યુવતીઓને એકલી આવેલી જોઇ પેલા જુવાન તપસ્વીએ પૂછ્યું–"આપ કોણ છો, ભગવતી? આપનો પરિચય શું?"

"અમે શ્રાવસ્તીની શ્રેષ્ઠી કુમારિકાઓ છીએ. મ્હારું નામ સુરંગા અને આ મારી સખીઓનાં નામ છે તરંગા અને ગૌતમી! આર્ય, આપનો પરિચય?..." કહેતાં સુરંગા સહેજ આગળ આવી.

"મ્હને લોકો સુરેશ કહે છે–આચાર્ય ચંડ શર્માનો શિષ્ય. ઉત્તર આપીને જુવાન તપસ્વીએ એની પાસે પડેલાં સમિધને બાંધી જવાની તત્પરતા બતાવી.

પારધીએ ખેંચેલા ધનુષ્યને નીરખી જેમ મૃગલીનાં નયન ચમકે એમ ગૌતમીની આંખોમાં વ્યગ્રતા ચમકીઃ એના વદન ઉપર વિહ્વળતા ઉપસી આવી. અને એક ક્ષણ શાન્ત ઊભી રહી. સુરેશ તરફ ફરીને ઉપહાસ ભરી રીતે હસવા લાગી..."આર્ય સુરેશ, આ છે ત્હમારો અતિથિ સત્કાર કે? અતિથિના આગમન પહેલાં યજમાને સિધાવવા માંડયું! આપની સુરાવલીમાં શૃંખલા બદ્ધ બની અમે અહીં આવ્યાં અને આપ તો એ બંધવિમોચન કર્યા વિના વિદાય લેવા માંડયા."

"ગૌતમી, મ્હને ખબર નહિ કે આપ આ જડનાલિકાની સુરાવલીમાં બદ્ધ થયાં છો. નહિ તો જરૂર હું એનું વિમોચન કરત. આજે તો

મ્હારે મોડું થયું છે. સન્ધ્યાનો વખત થવા આવ્યો છે. ને આચાર્ય જાણે તો ક્રોધ કરે એટલે આપ કાલે જરૂર આવજો! આપની સ્વરતૃષાને શાંત કરીશ" ગદગદિત્ કંઠે ગૌતમીના તરફ નિહાળતાં સુરેશ બોલ્યો.

"હા, અવશ્ય હું કાલે આવીશ."

"હું તો હંમેશ સમિધ લેવા આ ઉપવનમાં આવું છું અને મ્હારા મનને આ મોરલીમાં મુક્ત રીતે બહેલાવું છું. બસ હવે આજ્ઞા છે" કહી સુરેશ સમિધની ભારી ઉપાડી ઉતાવળા પગલે વૃક્ષરાજીમાં આગળ ચાલવા માંડયું. એની ચાલવાની રીતમાં જીવન પ્રત્યે બેદરકારી અને અજબ એવી છટા હતી.

કોઇ સોહામણા સ્વપ્નમાં જન્મેલી સુંવાળી લાગણી સરી જતાં જેવી મનોદશા થાય એવી સ્થિતિમાં ગૌતમી એની સખીઓ સાથે પાછી સરિતા કાંઠા પર આવી નાવમાં બેઠી. નાવ એ રમણીય વાતાવરણમાં એના શીતલ જલતરંગ ઝુલાવતી આગળ સંચરવા લાગી. અને ગૌતમીના સંગીતના નાજુક સંવેદને જન્માવેલી ઊર્મિઓના અંતરમાં ચંદ્રની બીજ રેખા ચમકે એમ વિચારની અપૂર્વ વિદ્યુત રેખા ચમકી ઊઠી: "આ અપાર્થિવ—અલૌકિક રંગ લહરીએ સમસ્ત જીવન રંગ્યું હોય તો જરૂર જીવનના સાધ્યને સરલ બનાવી શકાય!"

અને ગૌતમી આ જીવન—સાધ્યની સુમનોહર રંગ લહરીઓ વડે હૃદયની ફલક ઉપર રેખાઓ આંકી જીવનને શોભાવવા રોજ વૃક્ષરાજીના સોહામણા ઉપવનમાં આવે છે—ને નવયુવાન બ્રહ્મચારી એનું હૃદય મોરલીના મુગ્ધમય નાદમાંથી નીતરતા સ્વરોથી ભરી દે છે. અને એ સ્વર—મધુરતામાં કોઇ અણુપેખ્યા અંતરની ઊર્મિ—વિહ્વલતા—ને અકથ્ય વેદના ભરી—અનામી રાગની અદ્દષ્ટ એવી આરાધના છે...! ને સાધકની કલાસાધનાનું નિર્મલ નવનીત ઘડીભર જીવનનું વિસ્મરણ કરાવી દે છે.

જીવનના વિસ્મરણની વિભૂતિમાંથી સર્જાતી નવચેતનવંતી કલ્પના ગૌતમીના દિલે—અર્શ પર દીપ્તી બની ઝગમગી રહે છે. જેની પ્રાણવંત પ્રભા એના હૈયાને આનંદમય બનાવી દે છે ને એ આનંદમાં માનવ જીવનના સમસ્ત કારુણ્યને વિસ્મરી જાય છે.

× × × ×

ઝરમર વર્ષતા મેઘમાં—ધનઘોર ઘટામાં મત્તમયૂર જેમ મધુર ટહુકાર કરી ઢેલને રીઝવે, એમ આ સંયમવૃત્તિનો નવયુવાન બ્રહ્મચારી સુરેશ, સન્ધ્યાના ગુલાબી રંગોમાં નિયમિત કોઈ અદૃષ્ટ આકર્ષણથી આવી ગૌતમીના હૃદયને મોહક મોરલીના નાદે રીઝવે છે—વાતાવરણમાં અદ્‌ભુત એવી મસ્તી ભરી દે છે. આ મસ્તીની માર્દવતામાં મહાલતી ગૌતમી પોતાના મનોરથોની મોંઘેરી કલ્પનાને વ્યકત કરે છે. પોતાના હૃદય—મંદિરમાં પ્રતિષ્ઠિત પ્રતિમાની ચરણ—રજને સૌભાગ્યનું સિન્દૂર માની ચઢાવે છે.

સુરેશના સદાય સ્વસ્થ રહેતા ચિત્તમાં, નવયૌવનની ઉત્કંઠિત ભાવનાઓ જાગૃત બની કોઈ અનામી અનુરાગની અનુભૂતિનાં પ્રબળ પ્રવાહને જન્માવે છે. જેની સાથે સુરેશનું મન તણાય છે. એની રગે રગમાં આનંદની ઊર્મિઓ જીવનનું શાશ્વત સંગીત આરંભે છે. સુરેશે આનંદ વિહ્વલ્લ બની ગૌતમીના ગૌર બદનને એના વિશાળ બાહુના આશ્લેષમાં લઈ ભીંસી—એના સ્નિગ્ધ વદનની દંતકળીથી દીપતા લાલ અધર પર અગ્નિ—શિખા જેવું પ્રદીપ્ત ચૂંબન ચોડી દીધું. એમનાં ભિન્ન હૃદય અભિન્ન બની, સંસારની સંમત્તિ અને વડિલોની અનુમતિ મેળવવા અલગ થયાં.

જે દિવસે ગૌતમીએ એના નવયૌવનને અંતરની અભિજાત કલ્પનાનો અભિષેક કર્યો. એ દિવસે શયનખંડની એકાન્ત એના અંતરમાં પ્રકટ થઈ. આ એકલતાના ખટકાએ મોડી રાત સુધી એની આંખોમાં નિંદ્રાને આવવા દીધી નહિ. એની પલકોએ પરસ્પર આલિંગન કર્યું નહિ અને જ્યાં પાછલી રાતના શીત પ્રકાશમાં એની પલકો બીડાઈ

આંખો મિચાઇ, ત્યારે આ ગ્નાત-યૌવનાના અંતરની આંખો ઉઘડી ગઇ. એકલતાની અકથ્ય આકુળતા એને સંતાપી રહી. એ સ્વપ્નાવસ્થામાં ડૂબી ગઇ.

પ્રભાતમાં ગૌતમીની માતા શ્રીદેવી અત્યાર સુધી પોઢી રહેલી પુત્રીને ઉઠાડવા ગૌતમીના શયનખંડમાં આવી; એનો કોમળ ગુલછડી શો હાથ પકડી ગૌતમીના દેહને ઢંઢોળી રહી ને ગૌતમીનું નવવિકસીત અસ્તવ્યસ્ત યૌવન જાગી ઊઠ્યું. વિખરાએલું સૌન્દર્ય સ્વસ્થ બન્યું. અને એ તારુણ્યના ત્રસ્ત વિચારોની સ્વપ્નાવસ્થાના ઉન્માદમાં આવી જઇ એના કંઠમાંથી ઉદ્ગાર નીકળ્યા, "સુરેશ, મ્હારા સૌભાગ્યનું સિન્દુર તો ત્હમે છો, એનો ચંદ્ર મ્હારા ભવ્ય ભાલની શોભા છે......! ......ત્હમારી સુરાવલીના બંધન છે......એનું વિમોચન વિશ્વમાં કોઇ કરી શકશે નહિ......!" ગ્નાત યૌવનની અભાનાવસ્થામાં ડૂબેલી કુમારી પુત્રીની આ દશા જોઇ પ્રૌઢાવસ્થાનાં આરે ઊભેલી શ્રીદેવી એકદમ ચમકીને લગીર બાજુ ખસી ઊભી રહી. તારુણ્યની તંદ્રાવસ્થામાં પોઢેલી ગૌતમીની મનોદશા એની માતા પામી ગઇ. કુમારી પુત્રી માટે મનમાં મુંઝવણ લઇ પુત્રીની તરુણ અવસ્થાની પ્રવૃત્તિઓ ઉપર ચોકી મૂકવાનો વિચાર કરતી શ્રીદેવી ખિન્ન ભાવે બીજા ખંડમાં ચાલી ગઇ.

જાગૃત બનેલી ગૌતમી માતાને ત્યાં આવેલી જાણી એકદમ છોભીલી બની ગઇ. પોતાના વિખરાએલા સૌન્દર્યને-વેરાએલા રૂપને અંગ ઉપરથી સરી પડેલા ઉત્તરિયને ઠીક કરી સમાર્યું. કેશકલાપમાં કચરાઇને કરમાઇ ગએલી ફૂલવેણીને ફેંકી દીધી. ચોરી કરતાં માનવી પકડાય એવા ભયગ્રસ્ત હૈયે ને, ભારે પગલે એ શય્યામાંથી ઊઠી પ્રાતઃવિધિ કરવા બીજા ખંડમાં ગઇ. કોઇ અણુચિન્તવ્યા અશુભનો ભય વેરી વળે એમ એનું ચિત્ત ભયમાં પ્રજળવા લાગ્યું.

અને એજ દિવસથી ગૌતમીનો નૌકા વિહાર અટકી ગયો. એની આમોદ-પ્રમોદની સ્વતંત્રતા છીનવાઇ ગઇ. કારણ કે એમાં એના વડિલોને સ્વૈર વિહારની સ્વાભાવિક ગંધ સાંપડી હતી. પોતાની પ્રતિષ્ઠા ખંડિત

બનશે એ ભયે એના વડિલોને ગૌતમીના યૌવનને સૂનું મૂકવું–એના જીવનને એકાંત આપવી એ ઉચિત લાગ્યું નહિ. જ્યારે ગૌતમીનું હૈયું કોઇ ખંડિતાના સૌભાગ્યની જેમ પેલી સુરાવલી ને એના સર્જક વિના સૂનું બન્યું. આ સૂનકારમાં એનું જીવન શોષાવા લાગ્યું. હૃદયની કોમળ લાગણીઓ સાથે આ કેવો ક્રૂર અત્યાચાર? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા એ અંતરના ઉંડાણમાં ઉતરી ગઇ.

દિવસો ઉપર દિવસો વિતવા લાગ્યા છતાં પણ પેલી ધાઢ વનરાજીમાં 'શુક્ર–તારા' શી ગૌતમીનો ગુલાબી ચહેરો ફરી ત્યાં દેખાયો નહિ. સુરેશની સ્વર આરાધના સત્કારવા કોઇ ભાવિક ભક્તહૃદય આવ્યું નહિ. એના હૃદયની શ્રદ્ધા ખૂટવા માંડી. અધીરતાની આકૂળતા ચિત્તમાં વ્યાપી રહી...'છતાંય આજે તો જરૂર આવશે' એ આશાના ઉત્સાહમાં સુરેશ રોજ સાંજે આવતો અને મોડા સુધી શ્રાવસ્તીના ભવ્ય પ્રાસાદો પ્રતિ મુખ ફેરવી એના પંથમાં પલકો બિછાવી પ્રતિક્ષા કરતો. પણ અંતે તો એને નિરાશાજ નસીબ થતી...હતાશ હૈયે ને ભારે પગલે એ આશ્રમમાં પાછો જતો.

હવે સુરેશના જીવનમાંથી હૃદય ખંડિત બની ખોવાઇ ગયું હોય એમ એને જીવન પ્રત્યે કોઇ આકર્ષણ નથી. મમતા નથી, આર્દ્રતા નથી– આશ્રમની પ્રવૃત્તિઓ ને વિદ્યાભ્યાસમાં રસ રહ્યો નથી, માન સરોવર પર વિખૂટો પડી વિરહમાં ઝૂરતા રાજહંસની જેમ સુરેશ વિરહની વેદનામાં મધરાતે ઉપવનના ખુશનમા વાતાવરણને એ મોરલીના વેદનામય સૂરથી વ્યગ્ર બનાવે છે અને અંતે પરાજિત બની વિચારોના ઉંડાણમાં ઊતરી જાય છે.

મેઘ મંડિત આભ નીચે અવની ઉપર મોડી રાત જ્યારે નિંદ્રામાં ઝૂલતા માનવીઓ માટે સુખદુઃખનાં સ્વપ્ન સરજી રહી છે. આશ્રમવાસી જંપી ગયાં છે; ઉપવન સાવ શૂન્ય લાગે છે, ત્યારે અજંપાની આગમાં સુરેશ ચિત્તની બેચેની વધારી રહ્યો છે. શય્યાભૂમિ ઉપર આળોટતો એના મનને વિચારોના ચકડોળે ચઢાવી રહ્યો છે. "આમ ને આમ

ઝંખનામાં જીવનની મજલ કેમ પૂરી થશે?.......એક વખત મ્હારે નગરમાં જઇ ગૌતમાને ભેટવું જોઇએ...એનાં દર્શન કરવાં જોઇએ !" અને આ વિચારોની વ્યગ્રતાની વિહ્વલતામાં એ દર્ભાસન ઉપરથી ઊભો થયો. ને અંધારામાંય કંઇક શોધીને સાથે લેતો હોય એમ ઉત્સાહમાં આવી જઇ કુટિરની બહાર નીકળ્યો. ખૂબ વીતી ગયેલી મેઘ મંડિત રાતે એ ઉતાવળા પગલે સરિતા તટ ઉપર આવ્યો.

વિફરેલા ફણીધર જેવાં વર્ષાના નીરથી ઉછળતાં મોજાં સામે તીર શ્રાવસ્તીના કિલ્લાની દિવાલો સાથે અફળાઇ ભાંગી જાય છે, ને સફેદ ફિણના ગોટે ગોટ કોઇ ખંડિતાના શણગારની જેમ રેતાળ ભૂમિ ઉપર વેરાઇ જાય છે. આભમાં મેઘ ગર્જના સાથે ઘુઘવાટ કરતાં મંદાકિનીનાં મોજાં વાતાવરણમાં ભય જન્માવે છે. કોઇ કાચા દિલના માનવીને ડારે એવું સરિતાનું આ મહાવિકરાળ રૂપ જોઇ સુરેશના હૈયામાં વિરહની વિકલતા કે ભયનો આંચકો સરખોય આવવા દેતી નથી. એ પ્રિયતમાને ભેટવાની ઉત્કંઠામાં ઉન્માદઘેલા માનવીની જેમ એક દૃષ્ટિ એના પ્રબળ પ્રવાહ ઉપર નાંખી સામે પાર તરી જવા વિફરેલા વારિ પ્રવાહમાં પોતાની પડછંદ કાયાને પડતી મૂકે છે. ને સરિતાનો વેગવંત પ્રવાહ પોતાની વિશાળ ભૂજાઓ વડે કાપતો, મહા વિકરાળ મોજાંઓમાં ગોથાં ખાતો એક શ્વેત પ્રવાહમાં કાળા ડાઘ જેવો બની જાય છે.

આ ડાઘ જેવો દેખાતો સુરેશ સામે તીર પહોંચી, ભીના અંગ વસ્ત્રને નીચોવી લગીર સ્વસ્થ થાય છે. ને એક આશા ભરી વિકલ દૃષ્ટિ શ્રાવસ્તીના ભવ્ય મહાલયો પર નાંખી એમાં પોતાની પ્રિયતમા સમાઇ ગઇ છે એ શ્રદ્ધાએ નગરના રાજમાર્ગ તરફ વળે છે.

સમૃદ્ધિથી છકી ગયેલી શ્રાવસ્તી નગરીના ભવ્ય રાજમાર્ગો, વિશાળ ચૌટાં, સ્વચ્છ ચોક અને ગગન સાથે વાતો કરતી ઊંચા મહાલયોથી શોભતી શેરીઓમાં રઝળી રઝળી સુરેશ પોતાની પ્રિયતમાને શોધવા પેલા પ્રેમ ગીતના વેદનામય સૂરો મોરલીમાંથી વહેતા કરે છે. જેની વેદનાભરી મિઠાશ નગરજનો રસ્તામાં, દુકાનમાં વાતાયનમાં, ને

ગવાક્ષમાં ઊભા રહી ઝીલે છે. અને આ નવતર રઝળુ યુવાન એમના મનનું એક કૌતક બની જાય છે. એ કોઇને યાચતો નથી, કોઇની કૃપા ઝીલતો નથી, પણ દિલમાં જ્યારે આવે ત્યારે મોરલીના સૂર છેડી આસપાસ જમા થએલી મેદનીનું મન રંજિત કરે છે. અને આ મનરંજન માટે જમા થએલી મેદની ઉપર સુરેશ એનાં મનોહર મૃગ શાં નેનની વિફળ દૃષ્ટિ બિછાવી–નિરાશ બની આગળ ચાલવા માંડે છે.

નગરના રાજચોકમાં પુષ્પકુંજની પરિમલથી આભૂષિત એક આલિશાન સંગેમરમરનો મનોહર પ્રાસાદ પોતાનો પ્રતાપ પાડતો ઊભો છે. અને રસ્તા ઉપર એના ધવલા દેહની દિવાલમાંથી જેમ આર્શિવાદ આપવા હાથ ઊંચો થઇ આગળ આવે એમ એક ગવાક્ષ આવેલું છે. એક મોડી રાતે સુરેશ પોતાના મનની વ્યથાને મોરલીમાં વહેતી કરી–વેદના આલાપતો ધીમે પગલે આ તરફ આવી રહ્યો છે. એના પદધ્વનિમાં નિરુત્સાહનો કંપ છે ને આકાશમાંથી વર્ષાનાં જલબિન્દુ પડે એમ એના સ્વરમાંથી કાળજાને કોરી નાખે એવી કાતિલ વેદના ઝરે છે.

અને આ તે કેવો વિદ્યુત ચમકાર ? જે સૂર સ્વપ્ન બનીને સ્મૃતિમાં સચવાઇ રહ્યો હતો એ સૂર સાંભળી ગૌતમી અર્ધ–નિંદ્રિત તંદ્રાવસ્થામાંથી ઝબકીને જાગી ઊઠી. જાણે સ્વપ્નમાં પણ વિષદંશ ન થયો હોય ! આંખો ચોળી એણે આસપાસ દૃષ્ટિ ફેરવી પણ ત્યાં કોઇ હતું નહિ. સર્વત્ર પેલા સૂર સિવાય શાંતિ હતી. એક છલાંગ મારી એ શય્યામાંથી ઊભી થઇ ને ગવાક્ષમાં જઇ દ્વાર ખોલી નાખ્યું. એના વદન ઉપર ભયાનક વિહ્વલતા પથરાઇ ગઇ ને બહાર એણે દૂરથી આવતા સુરેશને જોયો. ગૌતમીના હ્રદય સાગરમાં લાગણીના તોફાન જાગ્યાં. આ ઊર્મિનાં તોફાન શમે ત્યાં તો સુરેશ ગવાક્ષ નીચે આવ્યો. ગૌતમીએ એક ભયગ્રસ્ત દૃષ્ટિ ચારેકોર નાંખી અને એના કંઠમાંથી અતુલ ઊર્મિભર્યો આર્દ્ર ઉદ્દગાર સરી પડયો–"સુરેશ."

સુરેશ એકદમ ચમકયો. સ્હેજ પાછો ખસી એણે વિસ્ફારિત નયને ઉંચે જોયું. એનો મોરલી નાદ થંભી ગયો. અદૃષ્ટ અંધકારમાંય

એની વિકલ દષ્ટિએ ગૌતમીને ઓળખી લીધી. અવાજને ઓળખી લીધો. ને આનંદભરિત ઉન્મત્તાવસ્થામાં એ બોલ્યો "ગૌતમી ! હું ત્હનેજ ખોળી રહ્યો છું. તું ક્યાં ગૂમ થઇ ગઇ છે ? તને શું થયું છે ?" ગૌતમીની તેજસ્વી દૃષ્ટિને પોતાની વિફલ આંખોમાં પરોવી સુરે પ્રશ્નની ઝડી વર્ષાવી. હૃદયના સમસ્ત કારુણ્યને સમેટી તૂટતા સ્વરે ગૌતમી બોલી, "સુરેશ, જરા ધીરેથી, કોઇ સાંભળશે...મને કંઈ નથી થયું. આપણી વચ્ચે વડિલોએ વર્ણવ્યવસ્થાની વજ્ર–દિવાલ ખડી કરી છે. મારું સ્વાતંત્ર્ય છીનવાઇ ગયું છે...મ્હારો નૌકાવિહાર આપણા મિલન રૂપ માની અટકાવી દીધો છે. તું ધારતો હોઇશ કે આ ભવ્ય મહાલયમાં હું મ્હાલી રહી છું...પણ આ તો મ્હારી કાળ કોટડી છે...અને પિતા મ્હને પરણાવી પાટલીપુત્રના નગર શ્રેષ્ઠીની કુલવધુ બનાવવાની પ્રવૃત્તિમાં પડયા છે. સુરેશ, વર્ણવ્યવસ્થાની વજ્ર–દિવાલ ભેદવાની મ્હારામાં હિંમત હવે નથી. તુંજ મ્હને સ્હાય કર. કોઇ એવો પંથ બતાવ કે જેના આપણે બન્ને પથિકો હોઇએ ! ખંડિત થએલા સ્વપ્ન ટૂકડાઓની સ્મૃતિ સાચવી જીવનની મજલ કેમ પૂરી થશે ?"

"ગૌતમી ! જો એક જ પંથના યાત્રીઓ બનવું હોય તો આપણે વિતરાગ થઇએ. અધૂરા અનુરાગ ત્યાગમાં વિરમે છે. એને કોઇ નહિ વિરોધી શકે." હૃદયની કોમળ લાગણીઓને કચડી નાખી સ્હેજ સ્વસ્થ બની સુરેશ બોલ્યો. અને એ અદૃષ્ટ અંધકારમાંય એના વિકલ ચહેરા ઉપર વિવેકબુદ્ધિની અપૂર્વ પ્રભા ઝળકી ઊઠી.

અંતરના ઉંડાણમાંથી ઉદ્ભવેલા સુરેશના શબ્દો સાંભળી ગૌતમીનું સંતપ્ત હૈયું શાંત બન્યું. અને અધીર ઉરઆનંદથી પુલકિત બન્યું : અને ઉભય વૈરાગ્યને વળવાનો વિશ્ચય કરી વિખૂટાં પડયાં.

*          *          *

આજે આ વાતને બાર બાર વર્ષો વીતી છે, બાર બાર શરદો વીતી ને બાર બાર ગ્રીષ્મો વીતી છે. આ વૈરાગ્ય ગ્રહણને બાર બાર વર્ષો વીત્યાં છે. અને ભગવાન બુદ્ધ પેલા અભિદિક્ષિત ત્યાગીઓને

એમના પરિવ્રાજક સંઘમાં સાથે લઇ દેશમાં પર્યટન કરી પાછા શ્રાવસ્તીમાં પધારે છે.

સન્ધ્યા સમયે ભગવાન બુદ્ધ પરિવ્રાજક સંઘને સરિતામાં સ્નાન કરી દેહશુદ્ધિ કરવા આજ્ઞા આપે છે. સરિતા તીરે સંઘ સ્નાન કરવા ઊતરે છે. આ આરે સ્નાન ક્રિયા આરંભે છે સાધ્વી સંઘ–અને સામે આરે સાધુ સંઘ!

સ્નાન ક્રિયા સંપન્ન કરી પરિવ્રાજક સંઘ ભગવાન બુદ્ધ સમિપ પાછો ફરે છે. સાધુ ભગવાનના ચરણમાં અને સાધ્વી માતા યશોધરાના ચરણમાં સૌ નમન કરે છે. સાધુ સંઘમાં ભગવાનને સુરેશ દેખાતા નથી. સાધ્વી સંઘમાં દેવી યશોધરાને ગૌતમી દૃષ્ટિગોચર થતી નથી.

પરિવ્રાજક સાધુ સંઘને ભગવાન પૂછે છે. સુરેશ ક્યાં ?" સાધુ સંઘ જણાવે છે, "સરિતા ઉપર હજી સ્નાન કરે છે !" સાધ્વી સંઘને દેવી યશોધરા પૂછે છે, "ગૌતમી ક્યાં ?" સાધ્વી સંઘ ઉત્તર આપે છે, "હજી એ સ્નાન કરી પરવારી નથી."

ભગવાન બુદ્ધ અને ભગવતી યશોધરા સાશ્ચર્ય સામ સામે પલભર નિહાળે છેને મનોમન પૂછે છે, એવી કયી અંગ–મલીનતાને ધોવા ઉભય ત્યાગીઓ સરિતા તટ ઉપર થોભ્યાં છે ?" ભગવાન બુદ્ધ અને દેવી યશોધરા સરિતા કાંઠે પધારે છે. ત્યાં આવી ભગવાન પૂછે છે, "સ્નાનને કેટલીક વાર ?" સ્તબ્ધ બની જલમાં કમંડલ ઝબોળતો સુરેશ સંકોચ અને ક્ષોભથી ઉત્તર આપે છે, "પ્રભુ ! જલમાં કમંડલ બોળું છું ને એમાં કાદવ આવે છે."

"લાવ ત્હારું કમંડલ ! કહેતાં ભગવાને સુરેશના હાથમાંનું કમંડલ સરિતા જલમાં બોળ્યું અને એમાં કાદવના ડહોળાને બદલે સ્વચ્છ સલીલ ભરાયું.

"બતાવ ક્યાં છે કાદવ ?" પૂછતાં એમના સદાય શાંત લાગતાં લોચનમાંથી એક અસહ્ય દૃષ્ટિ સુરેશની આંખોને આંજી રહી.

"કમંડલમાં કાદવ નથી ભરાતો પણ ત્હારી કીકીઓમાં કામનો કાદવ ભરાયો છે. નદીનાં નીર તો નિર્મળાં છે, એમાં મલીનતા નથી પણ તારા નયનોમાં મોહની મલીનતા ભરી છે અને એથીજ ત્હને વિમલ જલમાં કાદવનો મલ દેખાય છે."

અને બીજી તરફ દેવી યશોધરા પૂછે છે, "ગૌતમી, સ્નાનથી પરવારતાં કેટલી વાર?" એકદમ ચમકીને જલમાં અંચળો ઝબોળતી ગૌતમી ગ્લાનિથી ગદ્દગદિત કંઠે ઉત્તર આપે છે," માતા, હું જલમાં અંચળો બોળું છું ને એમાં લીલ ભરાય છે."

"લાવ જોઇએ અંચળો" કહેતાં ગૌતમીના હાથમાંનું ભીનું ઉપવસ્ત્ર દેવી યશોધરા પોતાના હાથમાં લઈ જલમાં ઝબોળી પહોળું કરી તારવ્યું પણ એમાં લીલ આવી નહિ. લીલવિહોણો અંચળો જોઈ ગૌતમી ભયવિહ્વલ બની ગઇ. એની આંખોમાં દેવી યશોધરા એમની તેજસ્વી દૃષ્ટિ પરોવી અપૂર્વ નિશ્ચલતાથી બોલ્યો, "ગૌતમી, આ સરિતાનાં વારિ તો વિશુદ્ધ છે, પણ ત્હારી આંખોમાં વાસનાની દુર્ગંધ છે; લીલ આ નીર્મલ નીરમાં નથી, પણ લાલસાની લીલ ત્હારા લોચનમાં છે! અને એથીજ ત્હને વિમલ જલમાં લીલ દેખાય છે."

ગગનમાંથી જેમ કરાલ કડાકો કરી વીજળી અંગ ઉપર તૂટી પડે એવી અવદશા ઉભયની બની. ભયથી ધ્રૂજતાં સુરેશ અને ગૌતમી ઉભય ભગવાન બુદ્ધ અને દેવી યશોધરાના પાદ પંકજમાં આવી નમી પડયાં: અને અવનત મસ્તકે આંસુ ભરી આંખે ધ્રુજતા અપરાધની ક્ષમા યાચવા લાગ્યા. "ભગવાન ક્ષમા કરો!"

"ક્ષમા! આ અપરાધ તો ક્ષમ્ય છે, પણ એથી ક્ષમા ત્હમારા ભાવિ અપરાધને નહિ અટકાવી શકે; માટે વત્સ! સત્ય કહો! પૂર્વ વૃત્તાંતને સત્ય વિદિત કરો અને આત્માની અમર વિશુદ્ધિ મેળવો." અગાધ અનુકમ્પાભર્યા અવાજે ભગવાન બોલ્યા અને એમનાં અવર્ણનીય ભવ્યતાથી ઓપતાં લોચનમાંથી અનુભૂતિની અમીધારા ઉભય ઉપર અસ્ખલિત રીતે વર્ષી રહી.

સુરેશ અને ગૌતમીએ એમના પૂર્વ વૃત્તાંતને—અનુરાગની અમરકથાને આંસુભરી આંખે કહી સંભળાવી. અને હૈયા ઉપર આવેલો અપરાધનો ભાર હલકો કર્યો. આ અધૂરા અનુરાગની—હૃદયના રાગભર્યા ત્યાગની કથા સાંભળી ભગવાન અને ભગવતીની આંખોમાં આર્દ્રતા છવાઇ ગઇ.

"અધૂરા અનુરાગ ત્યાગમાં શમતા નથી. હૃદયના રાગ કદિ વિતરાગમાં વિરમતા નથી" કહેતાં ભગવાને સુરેશના હાથમાં ગૌતમીનો હાથ મૂકી હસ્ત મેળાપ કરાવ્યો. બે વિભિન્ન આત્માઓને અવિભિન્ન બનાવ્યા : અને એમના મસ્તક ઉપર પોતાનો હાથ મૂકી આશિષ આપી કે "કોઇ પણ વજ્ર દિવાલ તહમને વિખૂટાં કરી શકતી નથી. આજથી તમો પતિ પત્નિ છો, તહમારો સંસાર સુખી નીવડો !"

સુરેશ અને ગૌતમીએ ભગવાન અને ભગવતીને વંદન કર્યાં. એમના કરમાએલા વદન ઉપર આનંદનું અપૂર્વ કોમળ તેજ વિલસી રહ્યું અને જીવનની અધૂરી મજલને પૂરી કરવા જીવન યાત્રાનાં એકજ યાત્રી હોય એમ ઉભયે કરમાં કર મિલાવી સંસારની કેડી ઉપર અબાધિત ઉત્સાહથી કદમ ધર્યા.

# બત્તીનો થાંભલો

અરજીઓ લખી લખીને એની આંગળીઓ ઠરડાઈ ગઈ હતી. "જોઈએ છે"ની જાહેરાતો વાંચી વાંચી એના નેણુનાં નૂર ઓછાં થવા આવ્યાં હતાં. 'જરૂર હોય તો જણાવશો' એ શબ્દો ઓળખીતાઓને કહી સંભળાવી એના હોઠ હવે આળસી ગયા હતા. 'ત્યાં જગા ખાલી પડી છે' એ સાંભળી ત્યાં દોડી જવાની ઉત્કંઠાભરી હિંમત સાવ ઓગળી ગઈ હતી. "ત્યાં માણુસની જરૂર છે" એ શબ્દો સાંભળવાની સ્થિરતા હવે એનામાં રહી નહોતી. ચિંતનનો ગાળીઓ એના ગળામાં ચુસ્ત રીતે ભેરવાઈ ગયો હતો—એની માનસિક સ્થિતિને તંગ બનાવી રહ્યો હતો. આ અસ્થિર અવસ્થામાં એ સ્થિર થવા બાથોડિયાં મારતો હતો. કામ ધંધાની શોધ એનો ધંધો બની ગઈ હતી. બેકારી એનો રોજગાર હતો.

છતાં અત્યારે અનંતની આંખો ફ્રી રીડીંગ હોલમાં ટાઇમ્સના 'જોઈએ છે'ની જાહેરાતના કોલમ ઉપર ફરી રહી હતી. કેમકે એ એની હંમેશની આદત બની ગઈ હતી; એક વાર એ એની નજરને ઉપરથી નીચે સુધી ફેરવી ગયો, પણુ એનામાં કંઈ ખાસ ફેર ન પડયો. પણુ આંખને નીચેથી ઉપર ઊઠાવતાં જ એની દૃષ્ટિને એક ખૂણુામાં છપાયેલી નાનકડી જાહેરાતે પકડી લીધી. એક ક્ષણુ સુધી એ સ્થિરતાથી

નિહાળી રહ્યો, ને એનાં મુખની રેખા સ્હેજ ખેંચાઇ. એના હમેશના ટેવાયેલા હાથ ખિસ્સામાં કાગળ ને પેન્સિલ કાઢવા વળ્યા, પણ ત્યાં તો પાછુ મગજમાં એક વિચારનું વમળ ઉછળી ગયું; એનો હાથ ગજવામાં જ રહી ગયો.

એણે કાગળ કાઢવા ખીસ્સામાં હાથ નાખ્યો હતો, પણ નિરાશાની નિર્બળતામાં એમનો એમ જ રહી ગયો. એ હાથને–હાથની આંગળીઓનાં ટેરવાંને ગઇ કાલે જ દેશમાંથી એની પત્નીનો આવેલો પત્ર સ્પર્શી ગયો. એ સ્પર્શ થતાં જ એના સૂકાયેલા ચહેરા ઉપર રમતું વ્યગ્રતાનું કાળું વાદળ વિસ્તૃત બન્યું. એના ચિત્તમાં ચમકતી ચિન્તાની ચિનગારીઓ પ્રજળી ઊઠી. એના અંગે અંગમાં આગ ભડકી ઊઠી. એના મગજનું નિંદર–વિહોણું લમણું વિચારોએ ભરાવા લાગ્યું–તપવા લાગ્યું. એના પગ પેપર સ્ટેન્ડ પાસેથી પાછા પડયા. ને એ એના સંતપ્ત હૈયાંને રાહત આપવા બાંકડા ઉપર જઇ બેઠો–ઢગલો થઇને પડયો. પછી એણે સામે ટેબલ ઉપર પડેલા કોઇ ગુજરાતી માસિકના સુશોભિત દીવાળી અંક ઉપર દૃષ્ટિ પડતાં તેને હાથમાં ઉપાડયો. પણ એ અનેક દૃષ્ટિઓથી આકર્ષક બનેલો અંક એના ચિત્તને ન આકર્ષી શકયો. કોઇ લેખ. કવિતા, નવલિકા કે ચિત્ર એના મગજમાં દોડતા અનિયંત્રિત વિચારોના ઘોડાને ન રોકી શકયાં. એણે અંકનાં પાનાં ઉથલાવવા શરૂ કર્યાં ને એમને એમ સારું ય માસિક ઉથલાવી ગયો. પણ એના ઉપર તો ચૂસ્ત રીતે ચિંતનનો ગાળીઓ પડયો હતો. એના મગજમાં વારંવાર દેશમાંથી આવેલા એની પત્નીના પત્રમાંના વાકયોના વિચારો ઘુંટાતા હતા. જેમ જેમ એ એને વિસરવા મથતો હતો તેમ તેમ તે મૂર્ત સ્વરૂપે એનાં અંતરચક્ષુ સમક્ષ ખડા થતા. ને એ પત્રમાં પણ શું લખ્યું હતું…?

એ બેઠો હતો ત્યાં સ્હેજ ટટાર થયો, ને મરતા માણસને કૂવામાંથી જેટલી કાળજીપૂર્વક બહાર કાઢે તેવી રીતે એણે કાગળને ગજવામાંથી બહાર કાઢયો. અને એ કાગળ પણ કેવો ! એના અક્ષરોમાં

ખાસ જાદુ નહોતું. લખાણની શૈલિ પણ આકર્ષક નહોતી છતાં એને વાંચવાનું ઘડી ઘડી મન થયા કરતું હતું. વારંવાર એ કાગળ વાંચી ગયો. જેમ જેમ એ કાગળને વાંચતો ગયો તેમ તેમ એ ઊંડા વિચારમાં ઊતરતો ગયો. આ વિચારોના આવેશમાં એની આંખો સામે એક આકૃતિ ઉપસી આવી. અડગ ને સ્થિરતા ભરી! આંખ વડે ઠપકો દેતી! એના કાને આ આકૃતિના કરકંકણનો અવાજ અથડાઈ ગયો, જાણે એના મુખના મીઠા બોલ પડી ગયા, 'તમે ત્યાં ને હું અહીં એકલી........બાબાની બિમારી ઘણી ગંભીર છે. તમને તો ભાન નથી........બાની પણ તબીયતનું હવે ઠેકાણું નહિ. કદાચ કંઇ થાય તો હું એકલી શું કરું?...તમે સીધા દેશમાં ચાલ્યા આવજો. નોકરીનું સળ પડે કે ન પડે! આપણું અંગત માણસ નથી ને કંઇ થાય તો...' 'કદાચ કંઇ થાય તો' એ 'તો' એના સ્મરણપટ ઉપર ઘૂંટાતાં જ એ તંદ્રામાંથી જાગ્યો. ને એની પત્નીની પરિસ્થિતિ વિચારવા લાગ્યો. ને એની પત્નીએ ઠાલવેલો પત્રમાંનો વલોપાત એના હૃદયને વલોવી રહ્યો. એ ત્યાંથી ઊઠયો ને બહાર રસ્તા ઉપર આવ્યો.

બહાર રસ્તા ઉપર સાંજ ઊતરી રહી હતીઃ મુંબઇની હસતી સૂરતને બ્લેક આઉટનું અંધારું રડતી બનાવી રહ્યું હતું ને એ અંધારામાં અનંત આગળ ચાલવા લાગ્યો. જે બ્લેક આઉટના અંધારે મુંબઇને દુશ્મનોથી સંરક્ષવા સાહસ ખેડયું હતું—અંધારપછેડો ઓરાઢયો હતો એ જ સાહસે અનંતને અત્યારે રસ્તે રઝળતો બનાવ્યો હતો. એના જીવન ઉપર ગાઢ અંધકાર ઘેરાયો હતો. એ પહેલાં એના જીવનમાં ઉજાસ હતો—ઉલ્લાસ હતો. અત્યારે એના હૈયામાં ઘોર નિરાશા ને નિષ્ઠુરતાનો ક્ષોભ ને શોકનો અંધકાર હતો. અનંત એના જીવનની શરૂઆતથી જ એક જર્મન પેઢીમાં એકાઉન્ટન્ટ તરીકે ગોઠવાઇ ગયો હતો. આજે જે અંધકાર મુંબઇવાસીઓનું દુશ્મનોના આક્રમણમાંથી

રક્ષણ કરે છે એ જ અંધકાર અનંતના જીવનને ભરખી ગયો હતો. દુશ્મન પેઢી બંધ થતાં જ એને બેકાર બનાવ્યો. દુશ્મન પેઢીઓ હિન્દના સંરક્ષણ માટે બંધ કરવામાં આવી ને સાથે જ એ પેઢીમાં કામ કરતા હિન્દી શ્રમજીવીઓની રોટી પણ બંધ થઈ, ને આજે એ ગુમાવેલી રોટી માટે રોજી મળવી પણ મુશ્કેલ બની ગઇ હતી.

અનંતના પિતાનું અવસાન પણ એના જીવન–આનંદના અવસાનની જેમ અકસ્માત નીપજ્યું હતું. ને એ અવસાન બાદ એના પિતાના વૈભવ ઉપરનો આખરી પરદો પણ ઉપડી ગયો હતો–એના પિતાના મરણ બાદ જ એને માલુમ પડયું કે એ વૈભવ તકલાદી હતો. કાગળના મહેલ જેવો પોકળ! કેવળ શોભાના તાબુત સરીખો! એના ઉપરથી અંચળો ઉડી જતાં એ ઉઘાડો પડયો હતો. મરતી વેળાએ એના પિતાએ કરજ પણ સારૂં એવું વારસામાં મૂકયું હતું; ને નિકટના સંબંધીઓ તથા મિત્રો પણ હવે એનાથી દૂર ભાગતાં હતાં. પોતાના અભ્યાસને અટકાવી એણે ઘરની જવાબદારી સંભાળી લીધી. જે કંઇ મિલકતમાં હતું તે વેચી કરજનો ભાર હળવો કર્યો. ત્યાર બાદ એ જીવનનિર્વાહ અર્થે મુંબઇમાં કમાવા આવ્યો. ૬૦ થી ૭૫ના પગારમાં એણે એક સામાન્ય આદમીની જેમ જિન્દગીની શરૂઆત કરી, જીવનનું અનિવાર્ય કર્તવ્ય સ્વીકાર્યું. પણ પોણોસોના પગારમાં મુંબઇ જેવા શહેરમાં પાંચ માણસોના કુટુંબનો નિર્વાહ કરતાં બચે પણ શું?...અને એ કંઇ બચાવી શકતો પણ નહિ. અને જ્યારે નોકરી ચાલી ગઇ ત્યારે એણે કુટુંબને દેશમાં વિદાય કરી ઓરડી ખાલી કરીને એક મિત્રની મહેરબાનીથી તેને ત્યાં રાત્રે પડી રહેવાનું મુનાસીબ માન્યું. રોજ દિવસ ઊગતો ને એ નોકરીની તલાશમાં નીકળતો, જ્યાં કંઇ સંભવ જેવું લાગે એ સ્થળોએ અથડાતો: ને આખરે સાંજે હતાશ હૈયે મિત્રની ઓરડીએ આવી પડી રહેતો. દિવસભર એ શહેરમાં માર્યો માર્યો ફરતો પણ કોઇ નોકરી એના હાથ ઉપર ચઢતી નહિ–એ રઝળતો, એટલું તો રઝળતો કે રઝળવાની એને આદત પડી ગઇ હતી. એટલે એ રઝળપાટનો થાક એના પગે ચઢતો નહિ!

એ થોડુંક ચાલીને ધોબીતળાવના ટ્રામ જંકશન ઉપર આવ્યો જ્યાં ટ્રામમાં ઉતારૂઓના થોક ખડકાઇ રહ્યા હતા. એને થાક નહોતો લાગતો એ વાત સાચી; પણ સતત્ અવિશ્રાન્તિએ એના મનમાં ટ્રામમાં બેસવાની ઇચ્છા જન્માવી. એનું મન અત્યારે ગજવામાં જ રમી રહ્યું હતું—જેમાં ફકત એક જ આનો હતો. જે એનું સાંજનું ભોજન હતું. એ આના વડે એ ટ્રામમાં બેસે કે પછી એના વડે એના ઉદરમાં ધીખી રહેલી ભૂખની અંગારને શાંત પાડે ? આ પ્રશ્ન એની વિવેકબુદ્ધિ અત્યારે વિચારી રહી હતી. એની ટ્રામમાં બેસવાની ઇચ્છાને પ્રબળ બનતી આ વિવેકબુદ્ધિએ ડાંભી દીધી. એના વિચારને મૂળમાંથી ઉખેડી નાખ્યો; ને પાસેના ઇરાનીના રેસ્ટોરાંમાં જઈ એક કપ ચા પી લીધી. બહાર નીકળીને બાજુની બીડીવાળાની દુકાનેથી વધેલા પૈસાની ૬ વાળી બીડી લઇ તેમાંથી એક સળગાવી તેણે ફૂંકવા માંડી. ને એ આમને આમ બીડી ફૂંકતો પ્રીન્સેસ સ્ટ્રીટને ઓળંગી મરીન ડ્રાઇવ ઉપર આવી ગયો. જ્યાં બધું શાંત થતું લાગતું હતું. ફકત રસ્તા પર સડસડાટ કરતી સરકી જતી મોટરોનો અવાજ ને ઇલેકટ્રીક ટ્રેનનો થોડા થોડા અંતરે આવતો ગડગડાટ સંભળાતો હતો. ફરવા આવેલા સહેલાણીઓનો મુકત કિલકિલાટ કાન ઉપર અથડાતો હતો. જ્યારે એના ચિત્તને વિચારોનો સળવળાટ સતાવતો હતો. આજે એ ખૂબ ચાલ્યો હતો—રઝળ્યો હતો. સારા યે દિવસ ભર કોટના લત્તાના દાદરો ચઢી ચઢી એ એટલું તો આથડયો હતો કે એ અથડામણુનો થાક એના પગને આગળ ચાલવા ના પાડતો હતો. ચાલવાની ઇચ્છા હોવા છતાં અત્યારે ચાલવાની તાકાત એનામાં રહી નહોતીઃ એટલે એ સામે દરિયા ઉપરની પાળી ઉપર જઇ બેઠો. હાથમાં ઓલવાઈ જતી બીડી સાથે બીજી નવી બીડી સળગાવી તેને ભારે જોરથી ફૂંકવા લાગ્યો ને એના ધૂમાડાના ગોટા ઊંચા ઉછાળવા લાગ્યો. ધૂણીને ઉડાવતાં એણે ઊંચે આકાશ સામે જોયું. આકાશમાં તારલા ચમકી રહ્યા હતા. એ તારલા એને પોતાના લાગ્યા, કેમકે એ

અજવાળાં ઉછીના લઇ રહ્યા હતાં, તે પણ ઉછીનાના આધાર ઉપર જીવી રહ્યો હતો. એના અંતરમાં પણ ચિંતાની ચિનગારીઓ ચમકી રહી હતી. બેકારીની વિષમ પરિસ્થિતિએ એને વ્યગ્રતા ને વિષાદનાં કાળાં વાદળોથી ઘેર્યો હતો. ક્ષોભ ને સંકોચ ઉપજાવ્યાં હતાં. મિત્રોની મહેરબાની ઉપર અત્યારે એના જીવનનું અવલંબન હતું, જેની શરમનો શોક એના કલેવરને કોરી રહ્યો હતો—જેમ કોઇ પુષ્પની પાંદડીને કીડો કોરી રહયો હોય ! એ નિર્બળ મનનો નહોતો પણ નિરાશાએ એની વૃત્તિઓને નિર્બળ બનાવી હતી. છતાં પણ એનું સ્વમાન પ્રજ્વળતું હતું. એની વેદનાએ એને વ્યાકુલ બનાવ્યો હતો. આ વ્યાકુલતામાં એને ઘૂઘવતો સાગર પોતાનો લાગ્યો. ત્યાં પૂરેપુરું અંધારું જામ્યું હતું તે એ અંધકારને ઉલેચવા ડૂબતા માનવીની જેમ ઝાંખા દીવાઓ મથી રહ્યા હતા. બહારના અંધકાર કરતાં એના અંતરમાં ગાઢ અંધકાર જામ્યો હતો. જેને કોઇ ઉજાળી શકે તેમ નહોતું.—ઉજાળવાનો યત્ન પણ કરતું નહોતું...! આ અંધકાર પણ એને પોતાનો લાગ્યો !

એનું મન કુંઠિત થઇ ગયું હતું. એને જીવન પ્રત્યે એક પ્રકારની બેદરકારી ને ધૃણા ફૂટયાં હતાં. એના હૃદય ઉપર કંટાળો ને કલાંતિનો બોજ વધી ગયો હતો. ને આ ભાર હેઠળ આવી એની જીવનશકિત—ચેતનશકિતના અંગારા કજળાઇ રહ્યા હતા. એને જરૂર દેશમાં જવાનું મન થયું હતું. પણ દેશમાં જઇને શું કરે ? જવા માટે પૈસા નહોતા. એ પૈસા કોઇ આપે એમ નહોતું ને એવી મહેરબાની યાચી યાચીને હવે એની ઇચ્છાશકિત આળસી ગઇ હતી. 'અને કદાચ બાબો હશે...કે કેમ...? અને હોય તો લોકો શું કહેશે ? છોકરો રીબાઇ રીબાઇ...અને એની પત્ની પણ શું ધારશે ? ત્યાંની સ્થિતિ પણ અહીંના કરતાં કઢંગી હશે. અહીં તો બીજાની મહેરબાની ઉપર રાત્રે સૂવાનું પણ મળે છે. ત્યાં સૂવાનું સાંપડશે કે કેમ ? ને એ સ્થિતિમાં એની પત્ની બિચારી શું કરતી હશે ? એની માનો એના માટે કલ્પાંત પણ વધી

ગયો હશે. ને કોઇ ઉજ્જડ વેરાનમાં બાવળ સુકાઇ જાય તેમ એની બે બહેનો વાટ જોતી સુકાઈ રહી હશે.' મચ્છર ચટકા ભરે એમ એને વિચારોએ ચટકા ભરવા માંડયા, એના વિષારી દંશ એની વિવેકબુદ્ધિને વિકૃત કરવા લાગ્યા. એની અસ્થિર અવસ્થામાં એના મનને અશક્ત બનાવવા માંડયું. એને જીવન ઉપર કંટાળો હતો ને એ કંટાળાએ જગત ઉપર ઘૃણા ઉત્પન્ન કરી. જીવનકલહની કઠોરતાએ એના મનની સમસ્ત મુરાદો કચડી નાખી હતી. એ આમને આમ શૂન્યમનસ્ક બની ક્યાંક સુધી ત્યાં બેસી રહ્યો. એને સમયનું ભાન પણ ન રહ્યું. રાત વધી રહી હતી. લોકોની અવરજવર પણ ઓછી થઇ ગઇ હતી. વાતાવરણમાં એકદમ નિઃશબ્દતા જોર પકડી રહી હતી. એ ઘનઘોર અંધકારમાં એકલો હતો એ એકાંતમાં એને પાસે ઘૂઘવતો સાગર ને સાગરનાં સલિલ પોતાનાં લાગતાં હતાં. સાગરનું ધીમું ગર્જન એના હૈયાને અડકી જતું હતું. એ એકાંતમાં એનું હૈયું હૂંફ શોધતું હતું. આ હૂંફ એને સાગરમાં હોય એમ લાગ્યું. સાગરની હૂંફ એના મનને ગમી ગઇ. તો પછી શા માટે એ એના ખોળાની સુંવાળી હૂંફ ન લે ?

અને આ સ્થિતિમાં એ દેશમાં જાય...પણ 'ત્યાં લોકો એને શું કહેશે ? એની પત્ની એના માટે શું ધારતી હશે ? ઘરની કંઇ ફિકર નથી; બેદરકાર બની ગયા છે.' આ વિચારોએ પાછું એનું મગજ ધ્રૂજી ગયું. એનું નિંદરવિહોણું લમણું વિચારોથી ભરાઇ ગયું. માનસિક અસ્થિરતા એને અકળાવી રહી. એને આ બધું જોવા કરતાં, સાંભળવા કરતાં એમાંથી છૂટકારો લેવો શું ખોટો છે ? આ વિચાર એના કુંઠિત બનેલા મનને કંપાવી ગયો. જેવું બ્લેક આઉટનું અંધારું ત્યાં જામી ગયું હતું એથી પણ ગાઢ અંધકાર એના હૃદયમાં જામી ગયો હતો. આ કાળી રાતનો અંધકાર તો દિવસ ઊગતાં દૂર થશે...પણ એના અંતરમાં આળોટતો અંધકાર ક્યારે હઠશે ? રાત્રીના અંધકારને મંદ મંદ જલતા સુધરાઇના દીવાઓ ફેડવા મથી રહ્યા હતા; જ્યારે એના અંતરનો અંધકાર કોઇ હઠાવવાનો પણ યત્ન નહોતું

કરતું. એ તો ઉલટો વધુ ગાઢ થતો હતો. એ અંધારું એને પોતાનું લાગતું હતું. તો પછી શા માટે એ અંધકારનો સહચાર ન લેવો? એના મનની મુંઝવણ વધી ગઇ: એ વિચારોથી વિહ્વલ બની ગયો–વિહ્વલતામાં ડૂબી ગયો. એની માનસિક સ્થિતિને ધરતીકંપનો આંચકો લાગે એમ એક આંચકો લાગ્યો. નજીકમાં થતી વાતચીતે એની વિચારમાળા તોડી:–

'અહીં બત્તી સળગતી નથી?'

'ત્યાં થાંભલો નથી, ઉખડી ગયો છે એટલે ક્યાંથી સળગે?' સામેથી જવાબ આવ્યો.

'કેમ શું થયું?'

'કોઇ દિવસના મોટર અકસ્માતના ધક્કાથી થાંભલો ઉખડી ગયો હોય એમ લાગે છે. એટલે થાંભલા વિના બત્તી ક્યાંથી સળગે?' સામેથી વળી પાછો જવાબ આવ્યો.

આ વાતચીત મ્યુનિસીપાલિટીની ગેસ–બત્તી તપાસનાર આદમીને રસ્તા ઉપરનો પોલીસ દીવા માટે પૂછી રહ્યો હતો. આ સાદી ય વાતચીત એના હૃદયને અડકી ગઇ. આ બત્તીની વાતે પાછા એના મનમાં કેટલા ય વિચારોના તણખા મૂક્યા ને એ તણખાનો ઝાંખો પ્રકાશ એના અંતરમાં પડ્યો. ને એના સંતપ્ત મનને લાગ્યું કે 'ખરું' છે. જ્યારે થાંભલો જ નથી તો પછી બત્તી ક્યાંથી થાય? ને થાંભલાની ઉંચાઇ સિવાય દીવાનો પૂરો પ્રકાશ પણ ક્યાંથી પહોંચી શકે? અંધારામાં અજવાળું કરવા માટે જેટલી બત્તીની જરૂર છે તેટલી જ પ્રકાશ પાથરવા થાંભલાની જરૂર છે. થાંભલા સિવાય નીચે દીવો ઝાંખો જલ્યા કરતો હોય એમ લાગે ને પૂરું અજવાળું પણ ન પહોંચે! એનો પૂરો ઉપયોગ પણ ન થાય! જો દીવાને ઉંચે રાખવામાં આવે તો બધા સ્થળે પ્રકાશ પાથરી શકે–દીપકનો જીવનવિકાસ થઇ શકે! બત્તીનો આધાર થાંભલો જ છે. થાંભલા વિના બત્તી નકામી છે–ત્યાં અંધારું જ રહેવાનું છે. ને જગતમાં

બધે જ એવું છે. એકના જ આધાર ઉપર બીજાનાં જીવન અવલંબેલાં હોય છે. એ–એક તે થાંભલો–સ્તંભ ! જો સ્તંભ ન હોય તો સર્વત્ર અંધાર પથરાઈ જાય ! જો એ એક ન હોય તો બધાના જીવનમાં અંધારું પથરાય !–દીપક ન પ્રકાશી શકે !' આ દીપકના થાંભલાની કલ્પના એના અંતરને એકદમ સ્પર્શી ગઈ. એના હૃદયના ધબકાર વધારી ગઈ. 'એ પોતે જ શું એના કુટુંબનો થાંભલો ન હતો ? એના ઉપર એની પત્ની, માતા ને બે બહેનોના જીવનનો આધાર રહેલો હતો ને એ પોતે જ જો આમ અંધારામાં અદૃશ્ય થાય–પડી જાય તો પછી તેમના જીવનમાં અજવાળું ક્યાંથી રહે ? તેમનો જીવનવિકાસ ક્યાંથી ટકે ? એના ઉપર તો એ બધાં જીવી રહ્યાં હતાં ! ને તો પછી એ બધાંને એ અંધકારને શા માટે ભરખી જવા દે ?'

શૂન્ય વાતાવરણમાં જામેલી નિરવતાની નિઃસ્તબ્ધતા એને ગુંગળાવી રહી. બ્લેક આઉટનો કાળો અંધકાર એને કરાલ કાળ જેવો લાગ્યો. સાગરનું ઘેરું સ્થંભન એના આત્માને અકળાવી રહ્યું. ત્યાં એક ક્ષણ પણ ઊભા રહેવું હવે એને ગમ્યું નહિ. જે અંધકાર અત્યાર સુધી એને પોતાનો લાગતો હતો એ હવે એને કોઈ ક્રૂર કાળના હાસ્ય જેવો લાગ્યો ! જે સાગરનું ધીમું ગર્જન એના કાનને સ્પર્શી ગયું હતું એ હવે એના કાનના પડદા ચીરતું હોય એમ લાગ્યું. ત્યાં જામેલી શાંતિ એના મગજ ઉપર હથોડા મારતી હોય એવા સખ્ત આંચકા એના મગજને આવવા લાગ્યા. એ એકદમ ત્યાંથી ઊઠયો ને જોરથી ચાલવા માંડયો. એના પગ એકદમ એના મિત્રની ઓરડી તરફ ઉપડયા. એને પોતાને એના અશક્ત અંગમાં અજબ એવી ચાલવાની તાકાત આવી હોય એમ લાગ્યું. એના નિશ્ચેતન બનેલા બદનમાં અપૂર્વ સ્ફૂર્તિ આવી હોય એમ લાગ્યું. એના થિજાતા હૈયામાં હૂંફ આવેલી લાગવા માંડી. એના તપી રહેલા લમણામાં નિંદરની શાંતિ પ્રસરતી જણાઈ. એ જોરથી ચાલી રહ્યો હતો. જાણે સારો ય દિવસ ચાલ્યો ન હોય !

એના અસ્થિર પડતા પગ જમીન ઉપર સ્થિરતાથી પડતા હતા. જાણે એમાં અડગ મક્કમતા ન આવી હોય !

\+ + +

આટલી રાતે સવારમાં પડતા શબનમની જેમ એના અંગે અંગમાં પ્રસ્વેદ ફૂટી રહ્યો હતો. ને એ પ્રસ્વેદ કોઇ અંધીયારમાંથી બહાર નીકળતા પ્રફૂલ્લતાનું શૈત્ય આપે એમ એનામાં શીતની સ્ફૂર્તિ અંગે અંગમાં વ્યાપી ગઇ હતી. ઊંચે આકાશમાં તારલા હસતા હતા. કોઇ નવોઢા–મુગ્ધાનું શરમમાં મુખ મલકી જાય તેમ પાછલી રાતની ચાંદની પ્રકટતી હતી ને એ ચાંદનીનું મીઠું હાસ્ય એના ચહેરા ઉપર રમી રહ્યું હતું !!

# આંધળાનો ઘા

પ્રલયની વિકરાળ આંધી આવી હોય અને અવની અસ્તવ્યસ્ત બની જાય તેમ અત્યારે ભારતવર્ષ, રાજસ્થાનની સ્થિતી હતી.

આ અવદશામાં પ્રજા ત્રાસેલી હતી. લોકોના મનમાં દુ:ખ અને શોક છવાએલાં હતાં. એમના દિલમાં દુશ્મન આવવાનો ડર હતો. લુંટાઇ જવાનો ભય હતો. અને જાનમાલના સંરક્ષણ માટે ચિંતા ને ઉચાટ હતાં. નિર્બળ કે સબળ, સૈનિક કે સરદાર, વૃદ્ધ કે જુવાન, સ્ત્રી કે પુરુષ, કોઇના પણ ચહેરા પર ઉત્સાહ દેખાતો નહિ. ચેતન ચમકતું નહિ: અને આ નિઃશ્ચેતનતાએ એમને નિર્માલ્ય અને નિર્બળ બનાવ્યા હતા. લોકોમાં ભાવિ માટે ભય હતો અને ભયના નામે ભડકી ઊઠતા. આવા વખતમાં રાતે તો શું પણ દિવસે કોઇ એકલા મુસાફરી કરવાની હિંમત કરતું નહિ: કારણ કે ભયાનક ભય એનું વિકરાળ જડબું ઉઘાડીને બેઠો હતો.

છતાંય આવા સમયમાં—બેંકાર ભરી કાળી રાતે એક ઘોડેસવાર હિન્દુકુશ પર્વતની ગિરિકંદરાને ખૂંદતો ઝપાટાબંધ આગળ ધસી રહ્યો હતો: સવારના ઘોડાની ઝડપમાં વિદ્યુતની ગતિ હતી: છતાંય સવાર એ પાણીપંથા અશ્વને પગની એડી મારી આગળ દોડવા સૂચવતો હતો.

રાત કે દિવસની એને પરવા નહોતી. જંગલ કે ઘીચ ઝાડીની એને દરકાર નહોતી. નિર્ભય બનીને એ આગળ ધસી રહ્યો હતો. આસપાસ જોવાનો પણ એને અવકાશ નહોતો. એની આંખો તો એ કાળા અંધકારમાં અદૃષ્ટ એવા ગીઝનીના કાંગરા ઉપર મંડાએલી હતી. ડર અને બીકને એણે દિલમાં જન્મતા પહેલાં ડામી દીધાં હતાં.

ઘોડેસવાર દેખાવે પ્રચંડ અને તેજસ્વી લાગતો હતો, એનો પહેરવેશ કોઈ સાધુ કે ફકીર જેવો ભાસતો હતો. છતાં એની ઘોડા ઉપર બેસવાની રીત રણકુશળ યોદ્ધાને શરમાવે એવી હતી. એના શરીરની છટામાં બુદ્ધિમતા ને અગાધ વિદ્વત્તાનો ભાસ થતો હતો. એના ખભા ઉપર ખડીયો હતો. ભેટમાં કટાર હતી અને કમર ઉપર જ્યાં તલવાર રહે છે ત્યાં ચીપિયો દેખાતો હતો. ભ્રકૂટિ ચઢેલી હતી. એનું પાતળું નાક સીધું અને ટટાર થએલું દેખાતું હતું. એના ભભૂતથી ઓપતા ભવ્ય ભાલમાં ચિન્તાએ કરચલીઓ પાડી હતી. અને એના બિડાએલા સખત ઓઠ એની દૃઢ નિશ્ચલતાને દર્શાવતા હતા.

સવાર આગળ ને આગળ ધસી રહ્યો હતો, જાણે એની પાછળ કોઈ ભયંકર વિનાશક પડયો હોય! એ ભૂખ, તરસ, થાક, કે કંટાળો અનુભવતો નહિ : એના અંગ અંગમાંથી અજબ સ્ફૂર્તિ દેખાતી હતી.

કેટલાક દિવસો ને કેટલીય રાત્રીઓ એણે આમ એક ધારી યાત્રા કરી. અને એક વહેલી પરોઢે એ પહાડી ભૂમિ વીંધી ને સપાટ ધરતી ઉપર આવ્યો. અહીં એને થોડેક દૂર વસ્તી હોવાનાં ચિન્હો જણાવા લાગ્યા. અને એના અંગમાં ઉત્સાહ આવ્યો. એનું હૈયું હર્ષથી થનગની રહ્યું; પરન્તુ એ થોડેક દૂર ગયો અને એના વફાદાર પાણીપંથા અશ્વને ઠેસ વાગીઃ ઘોડાનો પગ લથડયો. સવારે પાસે હતી એટલી બધીય હિંમતને એકઠી કરી પોતે સાવધાન બન્યો અને ઘોડો નીચે પડે તે પહેલાં એ બાજુમાં ઝળુંબી રહેલા ઝાડની ડાળીને વળગી ગયો. ઘોડો નીચે પડયો અને તે આસ્તેથી નીચે ઉતર્યો. એના અંગે અંગમાં પરસેવો છૂટયો હતો તે ખેસ વડે લૂછયો. વહેલી સહવારના

ભલભાંકળામાં એની એક જ દિશામાં સ્થિર થએલી દ્રષ્ટિને એણે આસપાસ ફેરવી. એક ઘડીવાર એ થોભ્યો. એક વાર એણે મમતાભરી દષ્ટિ ઘોડા ઉપર નાંખી ને બીજી ક્ષણે એણે ગમગીન ચિત્તે આગળ કદમ ઉઠાવવા માંડયા.

સૂર્યોદય થતામાં એની નજરે દૂર દૂર ગીઝની શહેરના ઊંચા મિનારા હોય એવો ભાસ થયો, એના ગ્લાનિભરેલા દિલમાં ઉત્સાહ આવ્યો. અને એના પગ જોરથી ઉપડવા લાગ્યા. એના થાકેલા ચહેરા ઉપર કુમાશ તરવરી રહી. એના બિડાયેલા ઓઠ ઉપર આછું સ્મિત ફરકી રહ્યું. એને રસ્તે મુસાફરો મળવા લાગ્યા. થોડુંક એ ચાલ્યો હશે ને રસ્તામાં એને એક ખાનાબદોશનો કાફલો મળી ગયો: આ ટોળીના સરદાર સાથે એ વાતે વળગ્યો: સરદાર આ અજાણ્યા ને પરદેશી આદમીને પોતાની ફારસી જબાનમાં બોલતો જોઇ તાજુબ બની ગયો. અને સવાર કારવાંના સરદારની મહેરબાનીથી કારવાંનો સાથીદાર બની ગયો.

પશ્ચિમ દિશામાં સૂર્યદેવ ઉતર્યા અને સંધ્યા થઇ એટલે સવાર કારવાંથી અલગ પડયો: અને ચાલતો ચાલતો એ ગીઝની શહેરના કોટની રાંગે આવ્યો. કોટના દરવાજામાં દાખલ થતાં એણે શહેરની મસ્જિદોમાંથી આવતો "અજા"નો ગંભીર નાદ સાંભળ્યો. આ અજાણ્યા નગરમાં ક્યાં જવું ? એ પ્રશ્ન એના મનને મુંઝવવા લાગ્યો. એ શહેરના મુખ્ય માર્ગ ઉપર આવ્યો. જ્યાંથી ચાર દિશાઓમાં ચાર રસ્તા જતા હતા. આ રસ્તાઓ ઉપર અંધકારે અમલ જમાવ્યો હતો; એટલે ત્યાંથી પસાર થતા રાહગીરોની નજર એના ઉપર પડતી નહિ. સવાર એક ભવ્ય મસ્જિદના ઓટલા પાસે અંધારામાં ઊભો રહ્યો, એટલામાં મસ્જીદમાંથી નમાઝ પઢી બહાર નીકળતા એક બુઝર્ગ આદમી ઉપર એની નજર પડી. એ એની પાસે ગયો ને પૂછ્યું–"શાહી મહેલ ક્યાં આવ્યો ?" પ્રશ્ન સાંભળી પેલા જઇફ આદમીએ ઊંચે જોયું, એ આ અપરિચિત અને પરદેશી જેવા આદમીને

પોતાની જબાનમાં બોલતો સાંભળી ક્ષણભર તાજુબીમાં ગરકાવ બની ગયો. 'આ રસ્તે આગળ જશો એટલે બે બીજા રસ્તા આવશે, અને વચ્ચે જે મોટું મકાન છે, તે શાહી મહેલ !" કહી પેલો બુઝર્ગ આદમી જવા માટે ફર્યો. "હું ત્હમારો અહેશાનમંદ છું: આદાબ–અર્ઝ !" કહેતાં સવારે પણ તેના બતાવેલા રસ્તે ચાલવા માંડયું.

સવાર થોડુંક ચાલ્યો હશે અને એ પેલા આદમીએ બતાવેલા મકાન પાસે આવ્યો. આ મકાનના એક ઝરૂખામાં એણે એક હિન્દુસ્તાની દાસી જેવી સ્ત્રીને પસાર થતાં જોઇ. આ સ્ત્રીને જોતાં જેમ ડૂબતા માણસને તણખલું મળે એમ એ એકદમ ઉત્સાહમાં આવી ગયો. એના ચહેરા ઉપર ઉલ્લાસ વિલસી રહ્યો. અને 'આજ શાહી મહેલ છે એમ અનુમાન કરી મકાનના આગલા ભાગમાં ગયો. પણ ત્યાં એને અંદર જવાય તેમ લાગ્યું નહિ એટલે પાછલા ભાગમાં ગયો. પાછળ જઇ એણે બંધ બારણાનું કડું ધીમેથી ઠોકયું. પણ કોઇ આવ્યું નહિ. એટલામાં એના કાને ઉપરના ભાગમાંથી આવતો કોઇના બોલવાનો અવાજ સંભળાયો. એના ઉચ્ચારની ઢબ એને પરિચિત લાગી. એક ક્ષણ માત્રમાં એણે આસપાસ દૃષ્ટિ ફેરવી જોઇ લીધું અને કોઇ ન જુએ તેમ એક છલંગ મારી ઉપરના છજાની કિનારને પકડી બીજી છલંગે એ અંદર ગયો. ત્યાં કોઇ હતું નહિ એટલે બાજુની જાળી-માંથી એણે અંદર જોયું. અંદરના ખંડમાં એક સૌન્દર્યવંતી હિન્દુસ્તાની સ્ત્રી હાંડીના ઝાંખા ભૂરા પ્રકાશમાં એની નજરે પડી. આ યુવતીને જોતાં એના હૈયામાં હિંમત આવી; અંદર જવા એના પગ અધીરા બન્યા અને એ એકદમ અંદર ગયો. અંદર જઇ એણે બારણે સાંકળ ચઢાવી દીધી. "કોણ ?" કહેતાં પેલી યુવતી એકદમ ઊભી થઇ અને એની સામે આવી, "એ તો હું ચંદ ભટ્ટ ! ચિત્રરેખા, ગભરાઇશ નહિ!" ચંદે જવાબ આપ્યો. અને એક ખાલી આસન ઉપર બેસી ગયો. આમ અકસ્માત ને અત્યારે ચંદને આવેલો જોઇ ચિત્રરેખા ભયભીત નજરે એને જોઇ રહી.

"કવિરાજ ! ત્હમે, અત્યારે, અહીંયાં?"

"અત્યારે નહિ તો ક્યારે ?"

"પણ સુલતાન જાણશે તો ત્હમને ને મ્હને......"

"જાણશે તો શું કરશે? મ્હારીયે અધમ અવદશા કરશે એજ કે બીજું કાંઈ? જ્યારે તું તો એની માનીતી છે. મ્હને મારી જાતના જોખમનો ડર નથી; માટે એની ચિન્તા રહેવા દે!" ચંદે ભાવહીન સ્વરે બેદરકારી બતાવી.

"પણ કવિરાજ ! આતો ત્હમે હાથે કરી આગમાં ઝંપલાવ્યું છે!"

"મ્હેં આગમાં નથી ઝંપાલાવ્યું, પણ આગને ઓલવવા આવ્યો છું."

"કેવી રીતે...?"

"મહારાજની મુક્તિ કે મોત વડે! એમની બંદી દશા ને આંખે અંધાપો મ્હારા એકલાનો નથી પણ સારાય દેશનો છે. એ અંધાપાની આગને ઓલવવા આવ્યો છું, સ્હમજી!"

"એ આગને હોલવવી સ્હેલ નથી. એની આંચ તો કદાચ ત્હમને પણ બાળીને ભસ્મ કરશે!"

"એના સિવાય ત્હારા જેવી અધમ અને મતલબી સ્ત્રી પાસેથી અન્ય આશા પણ શી રખાય?" ચંદે કરડાકી બતાવી.

"ભટ્ટરાજ ! મ્હારો ધંધો અધમ છે એથી તમે મને અધમ કહો છો, પણ એટલી હું અધમ નથી. જરા બોલતા વિચાર કરો...આખરે હું પણ માણસ છું જ." ચિત્રરેખાના સ્વરમાં ખિન્નતા ને ગ્લાનિએ પ્રવેશ કર્યો.

"ચિત્રરેખા ! જો ત્હારામાં માનવતા હોત તો તું આવું બોલતાં લાજી મરત! ત્હારામાં અધમતા ન આવી હોત તો અહેસાનોને આટલા જલદી ભૂલી જવાનું પાપ ન કરત. જે ધરતીએ ત્હને જન્મ આપ્યો,

જેના સમ્રાટે ત્હને સરંક્ષણ આપ્યું, એ દેશ અને રાજા માટે ત્હારા દિલમાં મમતા હોત ! એમના પ્રત્યે પ્રેમ અને ભક્તિ હોત, એમની સ્વાધિનતા એ ત્હારી સ્વાધિનતા બની હોત. એમનો શત્રુ ત્હારો શત્રુ બન્યો હોત !

ત્હારા સિંહ જેવા સમ્રાટને જેણે પાંજરામાં પૂરી આંખે અંધાપો આપ્યો; ત્હારી માતૃભૂમિની આઝાદીને જેણે છીનવી લીધી, એવા પરદેશી સુલતાન માટે તારા હૈયામાં ઘૃણા અને નફરત હોત, એ તને આમ હરમખાનાને ન શોભાવવા દેત, સ્હમજી !" ચંદ આવેશથી ધૂરકયો.

"કવિરાજ ! એમાં હું શું કરું ? હું તો માત્ર ગુલામ છું !" ચિત્રરેખાએ લાચારી બતાવી.

"ચિત્રરેખા ! ગુલામ તો હું અને તું બંન્નેય છીએ ! પ્રત્યેક વિજેતાની નજરમાં પરાજિત પ્રજા ગુલામ છે. પણ એથી શું થયું ? ગુલામીની અધમ અવદશાનો અંત લાવવામાં મને સાથ આપ, સ્હાય કર...!" આંખમાં તિક્ષણતા લાવી ચંદ ચિત્રરેખા તરફ નિહાળી રહ્યો.

"કેવી રીતે...?"

"આજની રાત તું મને અહીં છુપાવ ! આવતી કાલે મ્હને સુલતાન પાસે મોકલી આપ અને જણાવ કે મ્હને મહારાજા પૃથ્વીરાજને મળવા દો પછી હું છું ને એ છે. જેવા પડશે તેવા દેવાશે ! આ કામ તો તારા ડાબા હાથનો ખેલ છે, સ્હમજી !"

"કવિરાજ ! આજની રાત તો તમે નીરાંતે રહો, આવતી કાલે હું ત્હમારી મુલાકાતનો બંદોબસ્ત કરીશ."

"તો હવે મ્હને ચિંતા નથી ! આડી અવળી વાત મૂકી હવે કંઈ ખાવાનું હોય તો આપ." ચંદનો શ્વાસ ભરાઈ આવતાં એ એકદમ શાંત બની ગયો અને આસપાસ નજર ફેરવવા લાગ્યો.

"હાં, લઈ આવું" કહેતાં ચિત્રરેખા એક આછા સ્મિત સાથે ઊભી થઈ અને અંદરના ખંડમાં ચાલી ગઈ.

પચીશ વર્ષની આ ભર જોબનવંતી નારીના અંગેઅંગમાંથી અદ્ભુત લાવણ્ય ટપકતું હતું: એના નયન શરના ઇશારે ભલ ભલા મહારથીઓ મ્હાત થતા હતા. એની કાળી ભ્રકૂટિમાં ગુંજતા ભમરોએ અનેક જણને ઘાયલ બનાવ્યા હતા. એના કંઠની માધુર્ય અને મોહક છટાએ અનેકને એની પ્રશંસા કરતા બનાવ્યા હતા. ઘોરી સુલતાન પણ જેમાંનો એક હતો. એથી આજે આ વારાંગના નારી ગીઝનીના શાહી હરમખાનની શોભા બની રહી હતી !

આ વારાંગનાના મનમાં ચંદે માતૃભુમિની મમતા જન્માવી. એની સુષુપ્ત ઊર્મિઓને પ્રકટ થવા પડકારી. જિન્દગીની ભ્રમણામાં ભટકતી આ નારીને સાચું કર્તવ્ય દાખવ્યું. અને એમાં સાંપડેલી કાયમાબી ઉપર હરખાતાં એના આવવાની આતુરતાથી રાહ જોવા લાગ્યો.

થોડીવારે ચિત્રરેખા પાછી આવી, અને એણે ચંદને ખાવાનું આપ્યું. ચંદે ભૂખને શમાવવા ઝડપથી ખાવા માંડ્યું. ચિત્રરેખા પોતાના આ દેશબાંધવની સાચી ભક્તિ અને કર્તવ્યપરાયણતા જોઇ આશ્ચર્ય મુગ્ધ બની કવિ ચંદને અતૃપ્ત નયને આભાર અને માનની ભાવભરી નજરે નીરખી રહી.

+ + +

બીજે દિવસે સંધ્યા સમયે ચંદ સુલતાનના એક સિપાહી સાથે ગીઝનીના કિલ્લામાં આવેલા કારાવાસમાં ગયો. કારાગૃહનો ભયંકર દેખાવ જોઇ એને ભયંકર કમકમાં આવ્યાં. આ ભયાનક એકાંતમાં એના સખા અને સમ્રાટને કેદ રાખવામાં આવ્યો હતો. જેને નિહાળવા એની ચકોર આંખોની દૃષ્ટિ વ્યાકુળ બની રહી હતી. સાથે ચાલતા મશાલચીની મશાલના અજવાળામાં એણે એક કાળી કોટડીમાં ઘુંટણ ઉપર બેઠેલા પૃથ્વીરાજને જોયો; શૃંખલાબદ્ધ અવસ્થામાં પણ એની બેસવાની રીતમાં સમ્રાટને શોભે એવી ગૌરવભરી છટા હતી: ક્ષોભ અને સંકોચ ભર્યા કદમે ચંદ કોટડીમાં ગયો. પગલાંનાં અવાજે

ચૌહાણ સાવધાન બન્યો. એની મિંચાએલી આંખોવાળું મોઢું એણે ઊંચું કર્યું.

એના ચહેરા ઉપર શૌર્યનું અવર્ણનિય તેજ પ્રકાશી ઊઠ્યું. ૪૫ વર્ષના આ પ્રૌઢ ક્ષત્રિય વીરના અંગે અંગમાંથી અત્યારે પણ અદ્‌ભુત શૌર્ય નીકળતું હતું. એના જંજીરમાં જકડાએલા હાથમાં આગાધ બળ ભર્યું હોય એમ દેખાતું હતું. એની આંખોની જગ્યાએ ઊંડા કૂવા હતા. એના ઘૂંટણ પાસેથી ફાટેલા પાયજામામાં લોહીનાં રાતાં ધાબાં દેખાતા હતાં: આ દૃશ્યને જોતાં ચંદના કાળજામાં વિષ દંશ થયો હોય એમ કાળી વેદના જાગી. એકદમ એ પૃથ્વીરાજની પાસે ગયો; એના મ્હોંમાંથી ઉદ્દગાર સરી પડયા, "મહારાજ!"

"કોણ ચંદ?...મહાકવિ...મ્હારા મિત્ર" ચૌહાણનો ઊર્મિભર્યો સ્વર સંભળાયો.

"ઓ! ભગવાન! મહારાજની આ દશા!' ચંદની આંખોમાં આંસુ ઉભરાઇ આવ્યાં.

"ચંદ! હવે મને મહારાજ કહેવાનું મૂકી દે! હું તો માત્ર એક કેદી છું!"

"કેદી ઘોરીના, મ્હારા નહિ, મ્હારા તો મહારાજા છો. મને એટલો વિશ્વાસ છે કે તમારૂં શરીર કેદી બન્યું છે, મન નહિ. દેહ ભલે કેદી રહ્યો છતાં આત્મા તો આઝાદ છે ને? જે દિલ્હીમાં હતો તેજ અહીંયાં છે। સિંહ જેમ પાંજરામાં પુરાવા છતાંય સિંહ કહેવાય છે તેમ આત્મા પણ આઝાદ રહે છે!" કહેતાં ચંદના સ્વરમાં સ્વાધિનતાનો ગર્વ રણક્યો.

"ચંદ, જો તું સિંહને સિંહ રાખવા માગતો હોય તો કયાં છે તારી તલવાર? અને ઉડાવી દે આ ગરદન! ગૌરવભંગ દેહની ગૌરવાન્વિત દેહીને જરૂર નથી. કયાં છે? લાવ, તલવાર!' કહેતાં પૃથ્વીરાજ સહેજ ટટ્ટાર થયો.

"મહારાજ, તલવાર તો તુર્કના સિપાઇઓએ દરવાજા ઉપર લઇ લીધી !"

"તલવાર લઇ લીધી, તો તારા હાથ કેમ ન કાપી લીધા ? નીચ કાયર....ચંદ તું આજે આત્માહિન બનીને મારી પાસે આવ્યો છે. એના કરતાં તો ન આવ્યો હોત તો સારું ! તને ખબર છે, કે વીરનો આત્મા એની તલવાર છે !" પૃથ્વીરાજે જોરથી દાંત કચકચાવ્યા.

"જાણું છું મહારાજ ! પણ ઘોરીનો હુકમ હતો !"

"અને એ હુકમનો તું આજ્ઞાધારી સેવક ?" કહેતાં પૃથ્વીરાજના ચ્હેરા ઉપર ઘૃણા અને નફરત આવ્યાં.

"સેવક તો હું સમ્રાટ પૃથ્વીરાજ ચૌહાણનો—જેની આપેલી સંરક્ષણની કટાર ભેટમાં છુપાવી લાવ્યો છું." સાવધાન બનતાં ચંદ ધીમેથી બોલ્યો.

"ઓહ ! મ્હારા મહા કવિ મિત્ર—સરદાર ! અરે હું ભૂલ્યો. તું ક્યાં છે ? લાવ ત્હારા હાથ ચૂમું. તું ક્યાં છે, એ પણ મને નથી દેખાતું ! ખેર ! હવે તું જલદી મ્હારા જીવનની આ ભયંકર ઝંઝાવાત શી શાંત આગને ઓલવી નાખ !—એનો અંત લાવ !" પ્રસન્નતાના હર્ષાવેશમાં પૃથ્વીરાજ આવી ગયો.

"મ્હારાજ ! જરા થોભો ! મ્હારા મિત્ર અને મહારાજાની આ અવદશાને હું નથી જોઇ શકતો. માટે પહેલાં મને મૃત્યુને ભેટવા દો !"

"અરે ! ચંદ, જલદી કર–!" કહેતાં પૃથ્વીરાજે એની છાતી સહેજ આગળ ધરી.

"મહારાજ ! વાર નથી કરતો. હમણાં એકજ ક્ષણમાં આ કટાર આપણાં કલેવરમાં ભોંકાઇ જશે ! અને આ દુઃખ અને યાતનાઓનો અંત આવશે ! માટે મને પહેલાં આપના પ્રતાપી પગને પૂજવા દો !—મસ્તકને અંતિમ સ્નેહની આખરી નિશાની અર્પવા

દો !" કહેતાં ચંદે પૃથ્વીરાજના મસ્તક અને ચરણુને ચૂમી ભેટમાંથી કટાર કાઢી પોતાની છાતીમાં મારવા હાથ ફેલાવ્યો.

ત્યાં તો "ખબરદાર!"ની ગર્જના સાથે સુલતાન કોટડીમાં આવ્યો ને ચંદનો કટારવાળો હાથ પકડી લીધો. ચંદનો ચહેરો છોભીલો પડી ગયો. એની આંખોમાં સુલતાન સામે દ્વેષ અને ઘૃણા ચમકી રહ્યાં.

"ચંદ! શાયર થઈને જિન્દગીને આટલી સસ્તી સ્હમજે છે? ત્હને એટલી પણ ખબર નથી કે મ્હારા ઘરમાં શું થાય છે તેનું મને ભાન નહિ હોય? આ ગીઝની છે, દિલ્હી નહિ, સ્હમજ્યો? અહીંની દિવાલોને પણ મ્હારી આંખો છે, એ વાત જરૂર સાચી છે કે ત્હારા જેવો સ્વામિભકત સરદાર બીજો નહિ મળે! જે માલિકની અવદશા નહિ જોવાતાં-આપઘાત કરવા તૈયાર થાય! ખરેખર, ત્હારી આ વફાદારીની હું ઈજ્જત કરું છું. બોલ, તારે શું ઇનામ જોઇએ?" વિજેતાના ઘમંડથી સુલતાન ચંદ સ્હામે જોઇ રહ્યો.

"ઇજ્જત! ઇજ્જત અને ઇનામ તો દુનિયામાં ઇમાનદાર ઇન્સાન આપી શકે છે સુલતાન પાસે ઇનામમાં આપવા જેવું શું છે?"

"તો શું! મ્હારી પાસે ઇજ્જત નથી...ઇમાન નથી અને ઇનામમાં આપવા જેવું કંઈ પણ નથી, કેમ?" સુલતાન ચંદ સામે ઘૂરકી રહ્યો.

"જી," નિર્ભયતાથી ચંદે દ્વેષ દાખવ્યો.

"અને આ આંધળો ઇજ્જતદાર છે? એટલા માટે તું હમણાં એના કદમ ચૂમતો હતો નહિ? તો પછી એની આંખોને કેમ નથી ચૂમતો? જો કેટલી ખૂબસૂરત લાગે છે?" વ્યંગમાં ઘોરી હસવા લાગ્યો.

"ખૂબસૂરત! ખૂબસૂરતીને સુલતાન શું જાણે? સુલતાને તો ફકત આ સિંહની આંખોને ખોતરી લીધી છે. છતાં એના દિલની આંખો હજી જવલંત છે. ને એમાં જે ખૂબસૂરતી ભરી છે એ સુલતાનમાં નથી" મેઘગર્જના શો ચંદનો સ્વર ગાજી ઊઠયો.

"દિલમાં આંખો છે ? ઠીક, ચૌહાણ, તું મને કઇ આંખો વડે જુએ છે ? કહે જોઇએ !" સુલતાને પૃથ્વીરાજ તરફ ફરીને પુછ્યું.

"ઘોરી, તારા જેવાને હું નથી જોઈ શકતો એ મારૂં સૌભાગ્ય છે. અને જો જોઈ શકતો હોત તો હું તારા જેવાનો ચહેરો જોવાનું પસંદ ન કરત ! હું તને શું જોઉં ? તું જ તારા એ દિવસોને યાદ કરી જો કે જ્યારે મારા એકજ તીરે રણભૂમિમાં તારો તાજ હવામાં અદ્ધર ઉડાડયો હતો !" કહેતાં પૃથ્વીરાજના ચહેરા ઉપર સિંહની સ્વાભાવિક સ્વાધિનતા ચમકી ઉઠી.

"હવે આંધળા ! તારા તીરની વાત જવા દે ! તારા તીરની જગ્યાએ તો મારી સોયો ઠીક કામ આવી છે." સુલતાને બેદરકારી બતાવી. "સુલતાન એ સોયોની શયતાનિયત ઉપર ગર્વ ન કરશો. આંધળા સિંહના તીર તો હજી અવાજ ઉપર કારગાર થાય છે." એકદમ ઉત્સાહમાં આવી જઇ ચંદે પોતાની યુક્તિ અજમાવી.

"અવાજ ઉપર તીર ?"

"હા ! એમાં આંખોની જરૂરત નથી."

"તો મારે આ આંધળાની તીરંદાજી જોવી પડશે !"

"જરૂર જુઓ, આજે નહિ તો આવતી કાલે" ચંદે દૃઢતાથી ઉત્તર આપ્યો.

"અને આ આંધળાનું તીર અવાજને ન ભેદી શક્યું...તો ?"

"તો સુલતાનનું તીર મારી છાતીને ભેદશે ! અમારાં તીર અને વચન એકજ હોય છે." ચંદે સ્વસ્થતાથી શ્રદ્ધા દર્શાવી.

"શાબાશ કેદી ! તારી કરામત ઉપર તારો આ શાયર મગરૂબ લાગે છે." પૃથ્વીરાજ તરફ ફરી સુલતાન બોલ્યો. મ્હારે એની મગરૂબી ઉતારવા ખાતર પણ તારી તીરંદાજી આવતી કાલે દરબારમાં જોવી પડશે."

"જરૂર જોજે ! અને તારા પૂર્વજોને યાદ કરજે !" ગંભીર બની ચૌહાણે કહ્યું.

"હાં ! જરૂર જોઈશ, અને જો તીર ચૂક્યો છે તો જીવતાં તારી ચામડી ઉખડાવીશ ! સ્હમજ્યો આંધળા !"

"તારી આવી ધમકીઓનો હવે મને ડર નથી !"

"ઠીક ત્યારે કાલે સ્હવારે વાત ! ચાલ ચંદ, ત્હારી મુલાકાતનો સમય પૂરો થયો છે," કહેતાં ઘોરી ચંદ તરફ ફર્યો.

"સમય બતાવવાનું કામ તો સિપાઈનું છે, સુલતાનનું નહિ !"

"તું મને સિપાઈ સ્હમજી લે ! ચંદ." કહેતાં ચંદને સાથે તેડી સુલતાન કોટડીની બહાર નીકળ્યો; અને આ ગર્વિષ્ટ ગુલામોની પામરતાને મનમાં હસવા લાગ્યો. જ્યારે ચૌહાણનું હૈયું એના મિત્ર અને મહાકવિ ચંદે અજમાવેલી યુક્તિ ઉપર હર્ષ અને ઉલ્લાસથી થનગની રહ્યું. બહાર ઉભેલા પહેરેગીરે કોટડીનું બારણું વાસી દીધું. અને સારાય કારાવાસમાં પહેલાં હતી એવી ઘોર શાંતિ પ્રસરી ગઈ.

× × ×

બીજે દિવસે ગીઝનીના કિલ્લામાં આ તીરંદાજીનો તમાશો જોવા જંગી દરબાર ભરાયો: આ દરબારમાં અમીરો હતા ને ઉમરાવો હતા; સરદારો હતા ને સૈનિકો પણ હતા: સોદાગરો હતા ને સામાન્ય પ્રજાજનો પણ હતા: દરબારમાં સૌ કોઈએ એ દિવસે હાજરી આપી હતી, કારણ કે આ અદ્‌ભુત તમાશો નિહાળવા સૌ કોઈના દિલમાં કુતૂહલવૃત્તિએ પ્રબળ જિજ્ઞાસા જન્માવી હતી.

સભાની બરાબર મધ્યમાં સુલતાને કવિ ચંદની સુચના અનુસાર લોખંડના સાત મ્હોટા તવા બંધાવ્યા હતા: સૌથી મ્હોટા સાતમા તવા ઉપર સુલતાનને બેસવા માટે મશરૂ અને કિનખાબની જરિયાન ગાદી ગોઠવી હતી. જ્યારે સૌથી નીચે પૃથ્વીરાજને શરસંધાન કરવા માટે જગ્યા રાખી હતી.

દરબારમાં કવિ ચંદ અને ચૌહાણ એક ખૂણામાં બે નાગી તલવારના પહેરા હેઠળ કેદીની અવસ્થામાં ઊભા હતા: પૃથ્વીરાજના હાથમાં

ભારે બેડીઓ રાજચિન્હ જેવી શોભી રહી હતી: આ બન્ને જણની ઊભા રહેવાની છટામાં શૂરવીરને શોભે એવી આકર્ષક છટા હતી: એમના વિલાએલા વદન ઉપર વિજયનો ઉલ્લાસ વિલાસી રહ્યો હતો.

થોડીવારે સભામાં સુલતાનની પધરામણી થઇ. સભાના લોકોએ એને ઊભા થઇ કુર્નિશ બજાવી: અને જતાં જતાં સુલતાને ચંદને તૈયાર થવા સૂચના આપી: ચંદે ચૌહાણની બેડીઓ ખોલી નાખવા માગણી કરી: સુલતાનની આજ્ઞા થતાં બાજુમાં ઉભેલા પહેરેગીર સિપાઇએ બેડીઓ ખોલી નાખી. સુલતાને સાતમા તવા ઉપર પોતાની બેઠક લીધી અને સભામાં એકદમ શાંતિ પ્રસરી ગઇ.

"ચાલ! ચંદ! બતાવ ત્હારી કરામત! રોષથી સુલતાન ગર્જ્યો. ચંદ અને ચૌહાણ ત્યાંથી તવા પાસે ગયા: અને સભામાં બેઠેલા લોકોનું ધ્યાન એમના તરફ ખેંચાયું. એક સિપાહી આવ્યો અને ચૌહાણના હાથમાં એના કેદ પકડાતી વેળાનાં ધનુષ અને બાણ આપી ગયો. ચંદે એક વાર ચારે કોર દૃષ્ટિ ફેરવી અને કોઇ ન જુવે તેમ એ ચૌહાણના કાન પાસે જઇ બબડયો; ને પોતાની ભેઠ આગળનું અંગરખું ખૂલી ન જાય તેની સંભાળ લીધી.

"સુલતાન તવાને કાંકરી મારો એટલે અવાજ થશે: અને એ અવાજ ચૌહાણના તીરનું નિશાન બનશે" કહેતાં ચંદ ગંભીર બની આસપાસ નજર ફેરવવા લાગ્યો. સુલતાને તવાને કાંકરી મારી. અને 'કડીંગ' અવાજ કરી એ નીચે પડી. જેમ આકાશમાં મેઘાડંબર ગાજે એમ વચ્ચે કવિ ચંદનો બુલંદ કંઠ ગાજી ઉઠયો. "**ચાર બાંસ ચોબીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ, એ તે પર સુલતાન હૈ મત ચૂકો ચૌહાણ!** જે બાણે રામે રાવણ ઉચ્છેદયો—અર્જુને કર્ણનો શિરચ્છેદ કર્યો—ભગવાન શંકરે ત્રિપુરાસુરને હણ્યો—અને ભ્રમરે લક્ષ્મણના હાથ વીંધ્યા; આજે એજ બાણ ત્હારા હાથમાં છે માટે હે અજમેરપતિ! ત્હને હું ચંદ દુર્ગાનો વરદાયી સાચું જ કહું છું કે મોટા તવા ઉપર સુલતાન છે જેને ચૂકીશ નહિ!"

ધરતી ઉપર આભમાંથી વીજળી પડે તેમ પૃથ્વીરાજે કાન સુધી ખેંચેલ ધનુષ્યમાંથી સનનન...કરતું બાણુ છૂટયું અને સાતમા તવા ઉપર બેઠેલા સુલતાનના ભાલમાં જઇ ચોંટયુ. બાણુ ભોંકાતાં સુલતાન ધબ દઇ નીચે પડયો.

"ગજબ થયો ! ગજબ થયો !" કરતા સભાના લોકો એકદમ ઉભા થઇ ગયા:—સભામાં ચારેકોર હાહાકાર મચી રહ્યો: આ હાહાકારમાં ચંદે ભેઠમાં છુપાવેલી કટાર કાઢી પૃથ્વીરાજના હાથમાં આપી. એક આંખના પલકાર માત્રમાં પૃથ્વીરાજે "જય એક લીંગજી"ના ઉદ્ગાર સાથે પોતાની છાતીમાં મારી, અને બીજા ઉચ્ચારે ચંદની છાતીમાં ભોંકી દીધી: આ દૃશ્ય જોઇને સભાના એક ખૂણામાં બેઠેલી ચિત્રરેખાના હૃદયમાંથી "શાબાશ ચૌહાણુ" એ ઉમળકાભર્યો ઉદ્ગાર સરી પડયો ને લોકોના શોરમાં શમી ગયો.

તીરથી જખ્મી બનેલા સુલતાન પાસે સરદારો ને સિપાહીઓ બહાવરા બની દોડી આવ્યા; અને જુએ છે તો વેરી આખરી શ્વાસ ઘૂંટી રહયો છે. 'પકડો બદમાશ'ને કહેતાં સિપાહીઓ તવા તરફ ગયા. ચિત્રરેખા પણુ ઉઠીને તવા નીચે આવીને એ જુએ છે તો કોઇ ચિર વિરહી સ્વજનો પરસ્પર ગળામાં હાથ નાખી એક બીજાને ભેટતા હોય એમ ચંદ અને ચૌહાણુના દેહોને એણે દીઠા. આ દૃશ્યને જોતાં એના હૈયામાં અદૃષ્ટ એવી વેદના જાગી: એનું તેજસ્વી વદન મ્લાન બની ગયું: એના અંગે અંગમાં શિથિલતા વ્યાપી ગઇ—એને ત્યાંથી ખસવાનું મન થયું નહિ.

—અને કયાંય સુધી એ રૂપગર્વિતા હિન્દવાસી વારાંગના નારી કોઇ વીરાંગના એના વીરને વિદાય કરે એમ સજલ નેને—અદૃષ્ટ ઊર્મિવિહવલ બની પોતાના આ દેશ બાંધવોના મૃત દેહોને નિહાળી રહી. ! ! !

# વર રાજા

સંસારમાં સ્ત્રી અને પુરુષ બન્ને અપૂર્ણ છે: જીવનની અપૂર્ણતા બન્નેમાં નૈસર્ગિક છે. જેને તેઓ પરસ્પર પરિપૂર્ણ કરી શકે છે. આ પૂર્ણ થવાની નૈસર્ગિક પદ્ધતિ એટલે લગ્ન! લગ્ન માનવ જીવન માટે એક અનિવાર્ય પ્રસંગ છે. કારણ કે એમાં માનવ આત્માઓના ઐક્યની અનોખી ને પુનિત ભાવના રહેલી છે એમ આપણા શાસ્ત્રકારોનું કહેવું છે. અને આ ઐક્ય, એની પવિત્ર ભાવના જીવનમાં સચવાય એટલા માટે ભગવાન મનુએ લગ્ન જેવી પુનિત પ્રથાનું નિર્માણ કર્યું છે. કારણ કે એમાં જ માનવીનું કલ્યાણ છે! પરન્તુ આજની જીવન વ્યાપારની વ્યહવારિકતાએ આ લગ્ન જેવી પુનિત પ્રથાને કેવી વિકૃત બનાવી છે. એ જોવા માટે આપણા સંસારના વિસંવાદી પ્રસંગોજ પૂરતા છે. આવા એકાદ માનવ જીવનના કલંક જેવા પ્રસંગનું સત્ય શબ્દ ચિત્ર આપું તો તે અઘટિત નહિ લેખાય!

મારા પુરાણની આટલી ભૂમિકા બાંધ્યા પછી યે હું એટલું જ કહું છું કે આ એક સત્ય ઘટનાનું સાચું સ્વરૂપ છે એમ સમજી તેને અંતરના ઉમળકાની અંજલિથી ભીંજવશો તો કૃતાર્થ થઇશ!

જ્યારે હું ઉત્તર ગુજરાતની મુસાફરીએ જાઉં છું; ત્યારે ત્યારે એની સ્મૃતિ મારા વિસ્મૃતિના ગાઢ થરમાંથી જેમ કોઇ મેઘાચ્છાદિત શ્યામ ઘટામાં વીજળી ઝબકે એમ ઝબકી જાય છે. એનું અજવાળું અંતરમાં એક નિર્મલ અને નાજુક નવોઢા નારીનો ચહેરો ઉપસાવે છે. એ ચહેરાની નિર્દોષિતા અને નજાકત ઉપર ઢોળાએલી દુન્યવી દુસ્તરની કાળાશ એની કઠોરતાની ક્રૂર કલ્પના આપે છે. એના નમણાં નયનોમાં ચમકી રહેલી સ્થિર જ્યોત એના ઓઠ ઉપર સદાય રમતા સોહામણા સ્મિતને જાણે કોઇ સંસારી શાસને શોષી લીધું હોય એમ શિકાયત કરે છે. પરંતુ આ શિકાયતના શબ્દો એના હૈયામાંથી હોઠ ઉપર આવતા નથીઃ જેવી એની દૃષ્ટિ સ્થિર અને શાંત છે તેવી સ્થિર શાંતિમાં સમાઇ જાય છે.

...હોય આ વિલાયેલા વદને મ્હને અદૃષ્ટ રીતે આકર્ષ્યો–મુગ્ધ બનાવ્યો હતો, કેમકે એ મોહક વદન મુગ્ધાનું હતું; જેને નિહાળવાનું નશીબ મને મારી એક મુસાફરીમાં થયું હતું.

અષાઢ માસના આકળા ઉકળાટમાં આખા દિવસભરની મુસાફરીથી મ્હારાં અંગે અંગ અકડાઇ ગયાં હતાં. ટ્રેનમાં બેસી રહેવાનો કંટાળો આવ્યો હતો. એટલે ઉકળાટ અને આળસમાંથી રાહત મેળવવાની આશાએ સાંજના છ વાગતાં કલોલ સ્ટેશન આવ્યું એટલે હું નીચે ઉતર્યોઃ અને આમ તેમ પ્લેટ ફૉર્મ ઉપર આંટા મારવા લાગ્યો. આમ થોડીક ક્ષણો વીતી હશે ને ટ્રેને ઉપડવાની વ્હીસલ વગાડી એટલે હું મારી જગ્યાએ પહોંચવા ટ્રેનના મારા ડબ્બા તરફ ધસ્યો. જે ડબ્બામાં હું બેઠો હતો તેનાં બારણા આગળ કેટલાક સ્ત્રી પુરુષોનું ટોળું જમા થયું હતું. જેને વીંધીને જતા મ્હારે ભારે મુશ્કેલી વેઠવી પડી. અને એટલામાં ટ્રેન ઉપડી–જેમ ભૂમિ ઉપર ગુંચળું થઇને પડેલો બોરીંગ સરકે એમ !!!

જેવો હું મારી જગ્યા ઉપર બેસવા જાઉં છું તો ત્યાં એક નવીન ગૃહસ્થને ગોઠવાએલા જોયા. ક્ષણેક વાર હું જગ્યા માટે આશ્ચર્યથી અર્થસૂચક દ્રષ્ટિએ એમને તાકી રહ્યોઃ પણ એમની

વૃત્તિ મને જગ્યા કરી આપી, ત્યાં બેસવા દેવાની લાગી નહીં. જેથી સત્તા દાખવી એ જઈફ આદમીને બાજુએ ખસેડયા, ને હું મારી અસલ બારી પાસેની સીટ ઉપર બેસી ગયો. હું આમ બેઠો તે એમને ન ગમ્યું હોય તેમ એમના સખત બનેલા ચહેરાના કચવાટ ઉપરથી દેખાતું હતું. પણ મારે એવા કચવાટની શી પડી હતી?...અને જ્યાં સામેની સીટ ઉપર જોઉં છું તો ત્યાં બરાબર મારી સામે એક નવયુવતી અને કિશોર બેઠેલાં નજરે પડયાં. જ્યાં મારી મોટી બ્હેન અને ભાભી બાજુમાં બેઠેલાં હતાં: આ બંનેને જોતાં મ્હને કાકાના કચવાટનું કારણ સમજાયું કારણ કે ત્યાં અકસ્માત બે જુવાન હૃદયની ચાર આંખો થવાનો સંપૂર્ણ ભય હતો. અને આવા ભયની આશંકા પેલા જઈફ આદમી જેવા જૂની પેઢીના માણસને મ્હારે માટે જન્મે એ સાવ બ્યાજબી હતું; કેમકે ગમે તેવો હોય હું આજની પેઢીનો જુવાન હતો!!!

\+ + +

જ્યારે પ્રફુલ્લ જોબનની માદક તાઝગી પેલી નવયુવતીના છટાદાર અંગે અંગમાં વિકસી રહી હતી. જેનું ઊઘડતા ગુલાબ જેવું મોહક રૂપ મુગ્ધનિય દેખાતું. આ મોહકતાને એનો એ વખતનો લેબાશ વધુ મોહક બનાવતો હતો. એનો ગૌર સહેજ ભરાવદાર દેહ ઉમદા રેશમી વસ્ત્રો અને કીંમતી અલંકારોથી અલંકૃત બનેલો હતો. જે એ સારા કુટુંબની કોઈ વહુવારૂ હશે તેની પ્રતીતિ આપતાં હતાં. એણે ચહેરા ઉપર મલાજા માટે સહેજ આગળ ખેંચેલા સાડલામાંથી તગતગી રહેલી એની ચમકતી આંખોની દ્રષ્ટિ કોઈ અદ્રષ્ટ વેદનાથી સળગી રહી હોય એવી તેજસ્વી અને ધારદાર લાગતી. એના વિશાળ ભાલ ઉપર કંકુની લાલ પિયર હતી. તેમજ એના હાથની હથેળીઓ અને પગની પાની પણ રાતાંચોળ પિયરેલાં હતાં. અને આ પિયરના રંગ સાથે સ્પર્ધા કરતી હોય એમ એની આંખો પણ આંસુથી લાલચોળ બની રહી હતી.

આ અશ્રુની લાલીએ મારા હૈયાને લાગણીની ધ્રુજારીથી ધ્રુજાવ્યું; આ નમણાં નયનોમાં શાનાં આંસુ થીજયાં હશે? હર્ષનાં કે શોકનાં?

એના કોઇ આપ્તજન ઉપર આવી પડેલી અકસ્માત આફતનાં હશે?........સ્વજનોથી થતા વિયોગની વિષમ વ્યથાનાં હશે? ગમે તેમ પણ એક વાત ચોકકસ હતી, કે આ નવયૌવના મુગ્ધાનારીના મોહક મૃદુ ચહેરા ઉપર કારુણ્યની કુમાશ પથરાએલી હતી. અને એ કુમાશની હેઠળ કોઇ અકથ્ય અને અસહ્ય વેદના આળોટતી હોય એમ એના સ્નિગ્ધ વદનની સખ્ત બનેલી રેખાઓ દર્શાવતી હતી.

મારી બાજુમાં બેઠેલા પેલા વૃદ્ધ ગૃહસ્થની દ્રષ્ટિ વારંવાર પેલી નવયૌવનાની ચોકી કરતી હોય તેમ એના તરફ જતી, એથી મને લાગ્યું કે એ કાકા યુવતી તેમજ કિશોરના પુજ્ય પિતાશ્રી હશે. અને તેઓ બન્ને પરસ્પર ભાઇ બહેન થતાં હશે. કારણ કે કાકાની ઉમ્મર આશરે ૫૦ જેવડી હશે પરંતુ દેખાવે ૪૦ જેવડા લાગતા હતા. પરંતુ આ બધામાં મને એક વાત વધુ વિસ્મયજનક લાગી કે જ્યારે આ જઇફ આદમીની ઉગ્ર દ્રષ્ટિ નવયૌવનાના તરફ જતી ત્યાં એ યુવતિનાં લજ્જા ભર્યાં નયન નીચે ઢળી જતાં; ને ચહેરા ઉપર અણગમાના અતિ તિવ્ર ભાવો છૂપી રીતે ચમકી જતા.

આમને આમ થોડીક ક્ષણો પસાર થઇ ત્યાં પેલી નવયૌવના બારી તરફ મુખ ફેરવીને બેઠી. એની બાજુમાં બેઠેલા કિશોર સાથે મ્હારા ભાભી વાતોએ વળગ્યાં. આ વાતો અને ટ્રેઇનના 'ખટાટ–ખટ ખટાટ–ખટ' અવાજ વચ્ચે પણ કોઇના હિબકાં ભરી ભરીને રડવાનો કરૂણ અવાજ આવ્યો. અવાજ સાંભળી મારી દ્રષ્ટિ નવયૌવના તરફ ગઇ ત્યાં મેં એની આંખોમાં ચોધાર આંસુને વહેતાં નિહાળ્યાં. મારા હૃદયે ભારે અનુકમ્પાનો આંચકો અનુભવ્યો. ને મનમાં વિચાર આવ્યો કે એનું કોઇ અંગત સ્નેહી કે આપ્તજન આફતમાં હશે અગર બિમાર હશે એટલે રડે છે. ને એથીજ આ કાકા એને તેડી જતા લાગે છે, પણ મારાથી પેલા કિશોરને પૂછી દેવાયું–"ભાઇ; આ તમારાં બહેન કેમ રડે છે?"

"એ મારાં બ્હેન નથી, પણ બા છે!" પેલા વાચાળ બાળકે મને પ્રત્યુત્તર આપ્યો. આ સાંભળીને પહેલાં તો હું આશ્ચર્યથી આભો બની ગયો. કેમકે જેણે જીવનની સોળ કે સત્તર વસંત માંડ નિહાળી હશે તેવી આ નવયુવતી આવડા મોટા દીકરાની 'મા' ક્યાંથી બને? અને કદાચ સાચેજ તે 'મા' બની હોય, પણ મ્હને અજાયબી પમાડનારી વાત લાગી. આ વાત જરા અજુગતી હતી. પણ અશકય નહોતી કારણ કે એ પેલા કિશોરની સાવકી 'મા' થઇ ચૂકી હતી જે પાછળથી મારા જાણવામાં આવ્યું. અને જ્યાં બીજો પ્રશ્ન પૂછવા જાઉં છું ત્યાં પેલા વૃદ્ધ કાકાની અતિ ઉગ્ર દૃષ્ટિ કિશોરને ડારવા લાગી. કિશોર એકદમ ડઘાઇને ચૂપ બની ગયો. મ્હારો પ્રશ્ન એમને ન ગમ્યો હોય તેમ વૃદ્ધનો ચહેરો સખ્ત બની ગયો. એટલે હું ચુપચાપ મારી જાગેલી જિજ્ઞાસા વૃત્તિને દાબી પેપર વાંચવા લાગ્યો.

આમ હું પેપર વાંચવામાં લીન હતો અને ગાડી લગભગ સાબરમતી સ્ટેશને આવી હશે ત્યાં પેલા કાકાએ મને પૂછ્યું:—

"આપને ક્યાં જવું છે?"

"મુંબઇ!," મ્હેં જવાબ આપ્યો.

"ઠીક, ત્યારે ઠેકનો સંગાથ. અમારે પણ મુંબઇ જ જવું છે. બૈરે બૈરાંને સહવાસ મળશે."

"હા." મેં ટૂંકમાં પતાવ્યું.

\+ + +

ગુજરાત મેલમાં પણ કાકા અમારી સાથેજ આવી એકજ કંપાર્ટમેન્ટમાં બેઠા. અહીંયાં મારાં ભાભી એમને આ નવીન સાંપડેલ સંગાથમાં પેલી યુવતી સાથે વાતો કરતાં હતાં. જ્યારે મને એમની વાતો સાથે કંઇ ખાસ દિલચસ્પી ન હતી એટલે મારૂં ધ્યાન એ તરફ ન હતું અને ભાભીનો સ્વભાવ વાતોડીયો છે એ કંઈ મ્હારાથી અજાણુ નહોતું. એટલે હું મારી રીત મુજબ ઉપરના પાટિયા ઉપર બિસ્તર બિછાવી આરામથી પડયો હતો.

પણ જ્યાં પેલા કાકા એમની જગ્યાએથી ઉઠીને પેશાબ કરવા સંડાસ તરફ ગયા એટલે ભાભીના અવાજે મારૂં ધ્યાન એમના તરફ ખેંચ્યું—"મહેન્દ્રભાઇ ! આ બુન તો બચ્ચારાં હમણાંજ પરણીને સાસરે જાય છે. પેલા ઉઠીને ગયા એ એમના વર છે ને આ એમનો ઓરમાન દીકરો છે." પેલા કિશોરને હાથથી બતાવતાં કહ્યું અને ત્યાં તો કાકા ખોંખારો ખાતા પાછા આવ્યા એટલે એ એકદમ ચૂપ બની ગયાં. હું એમની આ ચુપકિદી જોઇ સીગરેટ સળગાવી ફૂંકવા લાગ્યો.

...સીગારેટના ધુમાડામાંથી નીકળતાં વમળોની જેમ મારા મગજના ભ્રમણામાં પણ વિચારોનાં વમળો જાગ્યાં. અને મને પેલી યુવતીના અકથ્ય રૂદનનો અર્થ સમજાયો. કારણ કે જિન્દગીની ફલક ઉપર એના જીવનની ભવ્ય અભિલાષાઓ સ્વપ્ન—ટૂકડા બની વિખરાઇ ગઇ હતી. જેની વ્યથા એના અંતરમાં આળોટી રહી હતી. એ અણુપેખી વેદનાથી એની આંખો સળગી રહી હતી. ને એમાં આવેલા અશ્રુ વિરહની વ્યથાનાં નહોતાં, પણ અબળા હૃદયની અસહાયતાનાં હતાં ! જે પુરુષ આ ઉંમરે પિતા બનવાને લાયક હતો; તેને પતિ બનેલો—વર રાજા બનેલો જોઇ મારા દિલમાં એના પ્રત્યે ઘોર નફરત જાગીઃ કુદરત જેવા અપ્રતિમ કલાકારની સર્જેલી સંસારવાડીના રમણીય રૂપને વિરૂપતા આપતા—શુભ્ર જ્યોત્સના જેવા પેલા નવયૌવના મુગ્ધા નારીના જીવનમાં મને કલંકના કાળા ધાબા જેવો લાગ્યો. મારા હૈયામાં એના પ્રત્યે ઇર્ષ્યાનો ઉગ્ર આતશ સળગ્યો. એને કંઇક સંભળાવી દેવાની આવેશભરી વૃત્તિ થઇ આવી. પરંતુ મ્હારે એક અજાણી નૌવયોવના નારી સાથે શું નિસ્બત...? જેના લાગ્યા હશે તે ભોગવશે !' એ વિચારે મારા આવેશને શિથિલ બનાવ્યો.

અને ત્યાં તો નડિયાદ સ્ટેશન આવ્યું. ટ્રેનની ગતિ જરા ધીમી પડીઃ કાકા એમની બેસવાની જગ્યાએથી ઉઠી જે તરફ પ્લેટફોર્મ આવતું હતું એ તરફની બારીએ જઇ કાઇની પ્રતિક્ષામાં ઉભા રહ્યા અને ગાડી ઉભી રહેતાં તેઓ નીચે ઉતર્યાં, એટલામાં એક સોળ સત્તર વર્ષની યુવતી અને ત્રીસેક વર્ષની ઉંમરનો જુવાન એમને મળવા આવ્યાં

હોય તેમ એમના તરફ આવ્યાં, તેમની પાછળ ચાલતા કુલીના માથે એક નાનકડી બેગ હતી જે તેણે પેલા યુવકના ઇશારે ટ્રેઇનમાં મૂકી દીધી.

"કેમ રમણુલાલ, મઝામાંને ?" કાકાએ યુવાનને પૂછયું. પણ આ નવો આવનાર જુવાન જવાબ આપવાની દરકાર કર્યા સિવાય સીધો ટ્રેનમાં ચઢયો, અને પેલી નવપરણિત યુવતી તરફ ગયો. અને પેલા કાકા ફરી પ્રશ્ન પૂછે ત્યાં તો-"બાપા ! તમે આ શું કર્યું" એમ પેલા યુવાન સાથે આવેલી નવીન યુવતીએ કાકાને સવાલ કર્યો.

"ત્યારે બ્હેન, હું ક્યાં સુધી દુ:ખી થાઉં ? હજી તો મારી અર્ધી પણ નથી વીતી, સમજી બેટા! કાકાએ સહેજ ખિન્નતા ભરી નરમાશથી જવાબ આપ્યો.

"પણ બાપુ ! તમારા લીધે તો મારો તો ભવ બગડવા બેઠો છે...એ મને કાઢી મૂકવાનું કહે છે-મને મૂકવા જ અહીં આવ્યા છે." આ સાંભળીને કાકાનો ચહેરો સહેજ ફિક્કો પડયો પણ એમની રેખાઓ ગુસ્સામાં દ્રઢ બની. ને એકદમ ટ્રેનમાં આવી પેલા યુવકને લેવા માંડયો-"તમે શું સમજો છો રમણુલાલ, તમારા મનની અંદર ! તમે કપિલાને કાઢી મૂકવા અહીં આવ્યા છો કે મળવા? હું ફરીવાર પરણ્યો એમાં તમારા બાપનું શું બગડયું ? હજી તો મને પૂરી ચાલીસી પણ નથી થઇ અને પરણાવનારને આ પંચાત નહિ અને તમારે શી ?"

"હવે રહેવા દો, તમારી સુફિયાણી વાતો ! મને છેતરીને તમારી ડોબા જેવી દિકરી મારા ગળે વળગાડી-ને અને સાવ અંધારામાં રાખી મારી...પ્રિયતમ...જે એક રીતે મારી સાળી થાય છે તેને પરાણે તેની ઇચ્છા વિરૂદ્ધ પરણી લઈ જાવ છો એ શું સારૂં કરો છો, કેમ ? તમારાં લગ્ન અત્યારે તો નનામી સાથે થવાં ઘટે છે, કન્યા સાથે નહિ સમજ્યા!" આટલું પેલો યુવાન બોલી રહે ત્યાં તો કાકા ગુસ્સાથી ફાટતા અવાજે બોલવા લાગ્યા.—"તમે તો જમાઇ છો કે જમ? હજી તો મ્હને તમારા જેવા કંઇકને મારી ખાંધ ઉપર વળાવી

આવવાની હિંમત છે. સમજ્યા! અને મારી પ્રિયતમ કહેતાં પણ લાજ નથી આવતી. હવે એ તો તમારી સાસુ થઇ...મા બરાબર, સમજ્યા !''

અને આ વાક્‌યુદ્ધ જ્યાં બરાબર બહારમાં આવે ત્યાં તો ટ્રેને ઉપડવાની વ્હીસલ મારી, પેલો યુવક બેઠો હતો ત્યાંથી એકદમ ઉભો થયો. ઝડપથી નીચે ઉતરતાં કાકાની પુત્રી અને એની પત્ની જે નીચે એક પગ અને બીજો પગ ટ્રેનના ફુટબોર્ડ ઉપર રાખીને ઉભી હતી તેને હાથ પકડી ટ્રેનમાં ખેંચી લઇ એકદમ ભોંય ઉપર કૂદી પડયો અને બોલ્યો કે—"જા ત્હારા બાપ પાસે, મારે તારી જરૂર નથી." કાકા એની પુત્રીને નીચે ઉતરી જવા કહેવા લાગ્યા. પણ ત્યાં તો નીચે દોડતાં દોડતાં પેલા યુવકે જોરથી ચાલુ ટ્રેનનું બારણું વાસ્યું. ટ્રેનની ગતિમાં વેગ આવ્યો. કાકા ગુસ્સાથી જેમ તેમ પોતાના નાલાયક જમાઇને ગાળો ચોપડાવવા લાગ્યા. ને સુડી વચ્ચે સોપારીની જે સ્થિતિ થાય તેવી હાલતમાં આવેલી કાકાની પુત્રી ચોધાર આંસુએ રોતી મારી મોટી બ્હેનની બાજુમાં લપાઇને બેસી ગઇ.

"સાલો જમાઇ મળ્યો છે કે જમ ? નફ્ફટને બોલતાં પણ શરમ નથી આવતી. કોઇ નાનું મોટું તો જોતોજ નથી. મેં એને ખાનદાનનો દીકરો સમજી દીકરી આપી ત્યારે મારાજ માથે છાણાં થાપવા માંડયાં છે. સાવ પાજી છે! ફૂંકીને ફાકડો પણ ભરવા જેવું નથી. બોલો સાહેબ! મેં બીજી વાર લગ્ન કર્યાં. તેમાં એના બાપનું શું બગાડયું ? હું અત્યારે જેને પરણી લઇ જાઉં છું એ એની સાળી થાય! પણ હવે એ સગપણ તો એની બહેન સાથે ગયું. તોય સમજતો નથી. ને મને સારીય નાતમાં ચગડોળે ચઢાવ્યો છે. મારા ઘરને ગધેડે ચઢાવ્યું ને મારે આમ છાનાછપના હાથેવાળો કરે તેમ પરણીને જવું પડે છે; તે પણ એ પાજીના પાપે!"

મને કાકાની વાતનો ઉત્તર આપવાનું મન થયું પણ પાછા એ કહેવા લાગ્યા—"ભાઇશાબ! રોટલાને દુઃખે અને મ્હારા ઘડપણના સહારા

માટે મેં આ લગ્ન કર્યું છે....અને તેમાં તો સારિય નાત મારી શત્રુ બની છે. આમાં મેં કંઇ ખોટું કર્યું છે ?"

"ના, ના, કંઇ નહિ...એ તો એમ જ ચાલે !" વિવેકને ખાતર મેં જવાબ આપી જગ્યા ઉપર જઇ આરામથી લંબાવ્યું. પરંતુ નિંદર મારી આંખોમાં આવી નહિ. ક્યાંય સુધી આંખો મીંચી હું પડયો રહ્યો. પણ ચિત્તમાં આવેલી ગ્લાનિ હું કેમેય કરી દૂર કરી શકયો નહિ. ઉલટું ઉંઘ વિના ખાલી પડેલા મગજના ભ્રમણામાં વ્યગ્રતાને લીધે વિચારો જેમ જેમ આવતા ગયા તેમ તેમ મને કાકાને પેલી નૌયૌવના નારીનાં માબાપ પ્રત્યે ઘોર ઘૃણા છૂટવા લાગી. કારણ કે તેઓએ પોતાની એક સાવ સાધારણ સામાજિક પ્રતિષ્ઠા ખાતર પોતાની વ્યવહારિક જવાબદારીમાંથી મુક્ત થવા ખાતર, કે પોતાની અજ્ઞાનતાને લીધે કે પછી સામાજિક પરિસ્થિતિનાં પલ્લાં સરખાં રાખવા ખાતર એક દુનિયાના—સંસાર વ્યવહારના જીવન સંગ્રામથી અજાણી એવી યુવતીની જીવન નાવને સંસારની સપાટી ઉપર અસમાન અવસ્થામાં વહેતી મૂકી દીધી હતી; જે મારી દૃષ્ટિએ તો એક મહાન ગુન્હો છે. પરંતુ આ ગુન્હા કરતાં એમના હૈયાએ લાગણીની કેવીક ધ્રુજારી અનુભવી હશે ?

એટલામાં વડોદરા સ્ટેશન આવ્યું. મેલ થોભ્યો: હું ચહા પીવા નીચે ઉતર્યો ને કાકાને ચહા માટે પૂછ્યું પણ તેમને ઉંઘવાની ઇચ્છા હોવાથી ના પાડી જ્યારે બીજાઓએ ચહા પીધી. ટ્રેઇન ઉપડી જેવો હું ઉપર સૂવા જાઉં છું ત્યાં કાકાએ પૂછ્યું—"જો તમારે થોડી વાર નીચે બેસવું હોય તો હું જરા ઉપર જઇ આડે પડખે થાઉં ?"

મને ઉંઘ આવતી નહોતી એટલે મેં "હા" પાડી. અને કાકાએ મારા બિસ્તરા ઉપર જઇ નિરાંતે લાંબી ખેંચી. થોડોક સમય વીત્યો ત્યાં કાકાનાં નસ્કોરાં બોલવાનો અવાજ આવ્યો. મધરાત થવા આવી હતી એટલે બહારના શિતળ પવનની લહેરીઓ સૌ કોઇની આંખમાં નિંદરનું ઘેન ભરી રહી હતી. ડબ્બામાંના માણસો ઉંઘના ઝોકાઓ ઉપર ચઢયા હતા. પરંતુ મારાં ભાભી અને પેલી યુવતીની વાતો હજી

ખૂટી ન હતી. બન્ને જણ હજી વાતોમાં મશ્ગુલ હતાં. કારણ કે હજી એમને નર્મદા મૈયાને ત્રાંબાનો પૈસો ને સોપારી ભેટ ચઢાવવાનાં બાકી હતાં જે એમનો દેશમાંથી મુંબઇ જતાં અને મુંબઇથી દેશમાં જતાં રસ્તાનો ખાસ વિધિ હતો.

જ્યારે મારા હૈયાના એકાંતમાં સંસારની સનાતન ઊર્મિવિવશતાનું સંગીત જામ્યું હતું. એની વેદનાની દ્વિધામાં મારું મન સળગી રહ્યું હતું. પેલી યુવતી તરફ મારી દ્રષ્ટિ જતી ને અંતરમાં ઊર્મિઓ ઊછળી જતી. કાકાના નસ્કોરાંનો કર્કશ ધ્વનિ કાને પડતો ને વેદનાની આગ પ્રજ્વલિત બનતી છતાં એમાંથીય સાંત્વના નીચોવી કોઇ અજાણી વ્યકિત માટે હું સહાનુભૂતિનાં અદ્રષ્ટ સલિલ સિંચી રહ્યો હતો. કુદરતે સર્જેલી સંસાર ક્યારીમાં માનવીએ રચેલા કૌભાંડનું ઘોર કારુણ્ય હું પેલી મુગ્ધા યુવતીના કોમળ ચહેરામાં નિરખી રહ્યો હતો.

એ અરણ્યની કાળાશ હેઠળ જીવનની અબાધિત આવેગભરી ઊર્મિઓ, અનુરાગ, અને અણુપેખ્યા અભિલાષનું ઉચ્છેદન થયું હોય એમ પેલી નવયૌવનાના ચહેરામાં ઉઝરડા દેખાતા હતા. હૃદય...ભાવના અને પ્રેમ જેવા જીવન સત્વોને પ્રજાળી અર્પણની અનોખી પરાકાષ્ટાએ પહોંચવાનો એમાં સંતોષ નહોતો પરંતુ દુઃખ હતું–પોતાની ઇચ્છા, અનુકુળતા, ઉત્સાહ અને આશાની થએલી અવહેલનાની વેદના ને ભય હતાં. આજે એની આંખો સામે પ્રતિષ્ઠા, પરતંત્રતા, પરવશતા, વિશ્વાસઘાત અને હતાશાના મહાન દુર્ગો ઉભા હતા. જેને ઉલ્લંઘી જવાની સેનામાં શક્તિ નહોતી, શ્રધ્ધા નહોતી, અને સાહસ પણ નહોતું. પરંતુ અસહાયતાના આંસુ અને અજ્ઞાનતાનાં અંધારાં હતાં. આ અસીમ અંધારા વચ્ચે એનું મન મુંઝાયાં કરતું: એની વિચક્ષણ વ્યગ્રતા એના શરમાળ ચહેરા ઉપર ઝળકી જતી.

અંતરમાં આળોટતી વેદનાને વીસરવા એની તેજસ્વી દ્રષ્ટિ દૂર દૂર ટ્રેનની બારી બહાર રાત્રીના અંધકારમાં જઇ આવતી. બહાર પ્રસરેલી રાત્રીના અંધકાર કરતાં એના અંતરનો અંધકાર વધૂ ગાઢ હતો. કારણ કે બહાર આકાશમાં તો તારાઓ પણ ચમકી રહ્યા હતા જ્યારે એના

હૈયામાં તો એક પણ આશાનું કિરણ ન હતું. આથી બહારનું તિમિર એને પોતાનું લાગ્યું, એમાં એને ઉજાસનો ભાસ થયો.

ત્યાં તો ભરૂચ સ્ટેશન આવીને ગયું. ટ્રેઇને ગતીમાં વેગ પકડતાં નર્મદા નદીના પૂલ ઉપર પ્રવેશ કર્યો: "નર્મદાજી આવ્યા" એટલું બોલીને મારાં ભાભીએ બેઠાં હતાં ત્યાંથી ઊભા થઇ એમનો ઉપહારનો વીધી આરંભી દીધો. પેલી નવયૌવના મુગ્ધા નારી પણ ઊભી. થઇ: એણે અંગ ઉપરના વસ્ત્રો જરાં ઠીકઠાક કર્યા. બાજુમાં મૂકેલી થેલીમાંથી શ્રીફળ કાઢી હાથમાં લીધું અને એ પણ ટ્રેનના બારણા પાસે ગઇ જ્યાં થોડીક પળો એ આકાશ સામે જોઈ રહી. ત્યાં તારા ચમકી રહ્યા હતા. નીચે વિશાળ સરિતાનો પટ હસી રહ્યો હતો અને એ હાસ્ય એને પોતાનું લાગ્યું. એમાં એને મીઠો આવકાર લાગ્યો.

આભમાં ચમકી રહેલા તારલાનાં અજવાળાં ઉછીના લીધેલાં હતાં. સરીતાના વિશાળ પટનું હાસ્ય પણ મેઘે આપેલું ઉછીનું હતું. એને પણ આજે જીવનમાં હાસ્ય જોઇતું હતું—અજવાળું જોઇતું હતું તો પછી એ પણ શા માટે ઉછીનું ન લે? એણે બારી બહાર હાથ કાઢયો. શ્રીફળ નાખવાની અદાએ ટ્રેઇનનું બારણું ખોલ્યું. જેમ આભમાંથી વીજળી તૂટી પડે એમ એણે નીચે પડતું મૂક્યું. એનો પડવાનો અવાજ ટ્રેનનાં ખટખટાટમાં ફકત સરિતાનાખળખળ વહેતાંસલિલે સાંભળ્યો

"ઓય ! મા"ના મારી ભાભીના ચિત્કારે કાકાને જગાડયા. કાકાના બૂમરાણે અન્ય માનવીઓને જાગૃત કર્યા. અને સંકટ સમયની સાંકળે ટ્રેઇનના ડ્રાઈવર અને ગાર્ડને જાગતા કર્યાં.

....અને અરધે રસ્તે અમારી મુસાફરી રઝળી પડી. મને દિલમાં આ મુસાફરી રઝળી પડવાનો રંજ નથી; પણ રંજ છે—અષાઢ મહિને ઉકલેલા વરરાજાનો—પેલા કાકાએ રઝળાવેલાં જુવાન હૃદયનો—અને એથી પણ વધુ રંજ છે સરકારી કાનુને રઝળાવેલા નવયૌવના નારીના મૃત-દેહનો !!!



# જીવનનો ભાર

**ચર્ની** રોડના ટ્રામ જંક્શન ઉપર શાન્ત નિરવતા પ્રસરવા માંડી હતી. ટ્રામોની અવરજવર પણ ઘણી ઓછી થઈ ગઈ હતી. અને એકાદી રડીખડી ટ્રામ આવતી તો તેમાંથી ઘણાં ઓછાં માનવીઓ ચઢતાં ઉતરતાં નજરે પડતાં. ફૂટપાથ ઉપર પસાર થતાં મનુષ્યોની સંખ્યા પણ પહેલાં જેટલી નહોતી જણાતી. ઉંચે આકાશમાં કાળી મેઘલી રાતે પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું આ વધતી જતી કાળી અંધારી રાત્રીએ આકાશમાંથી પવનના ભારે ઠંડા સુસવાટા સાથે વરસાદે પડવાનો આરંભ કરી દીધો હતો. ચારેકોર હિમ શો સુસવતો ઠંડો વાયુ અને જોરમાં પડતા વરસાદ સિવાય ભયજનક નિઃશબ્દતા વ્યાપી ગઇ હતી. રસ્તા ઉપર ઉભેલાં આલીશાન મકાનોની બારીઓ પણ બંધ થઈ ગઇ હતી. આ બારીઓના પાણીથી ધોવાઇને જરા ચકચકિત બનેલા કાચમાં થઇને પ્રકાશથી આછી કીરણાવલીઓ બહાર ઉજાસને રેલાવવા મથી રહી હતી. આસપાસ આછું અજવાળું પાથરતા વીજળીના દીપક–સ્તંભો કોઈ અડીખમ યોદ્ધાની જેમ વરસાદ અને વાયુનો માર ઝીલી રહ્યા હતા. થોડે દૂર બેએક ટેક્ષીઓ એ વરસાદમાં પલળતી પડી હતી. રાત્રીના અંધકાર અને વરસાદના ઝાપટામાં સામે રેલ્વે હોટલનો ઝગારા મારતો બૉર્ડ ઉપરનો દીવો

પણ હવે કંઈક ઝાંખો બન્યો હતો. આ આંધળી ઉજ્જવલતામાં વિકટોરિયા સ્ટેન્ડ ઉપર એક વિકટોરિઆ અને તેનો માલિક મંગુ આટઆટલાં વરસાદમાં ભીંજાતાં ઉભાં હતાં. મંગુ ગાડી પાસે પલળતો, એક હાથે છત્રીને પકડી, બીડી ફૂંકતો શાન્ત ઉભો હતો કારણ કે કદાચ આટલા વરસાદમાં ય કોઈ સવારી આવી ચઢે. આજુબાજુ વાતાવરણમાં ભલે શૂન્યતા વ્યાપી રહી હોય પણ એના અંતરમાં તો નિરભ્ર આકાશમાં ચમકતા તારલાની જેમ સંતાપ અને સંકલ્પોની ચિનગારીઓ ચમકી રહી હતી.

મંગુ ભારે આશાભેર કોઈ સવારીની પ્રતિક્ષામાં દૃષ્ટિને આમતેમ દોડાવી રહ્યો હતો. છતાં જ્યારે એની એ આતુર દૃષ્ટિમાં કોઈ સવારી જેવું નહોતું ચઢતું ત્યારે એ ક્ષણભર શૂન્ય બની એક ઉન્હો નિસાસો નીચું નિહાળી મૂકી દેતો, ને નિરાશાજનક અંધકારનાં ગાઢ, કાળાં અવરણમાં ઉતરી જતો—એકદમ શૂન્ય બની જતો. અને પાછો એ કરોળિયાની જેમ અત્યંત વ્યતિત ચૈતન્ય–કાન્તિએ સાપેક્ષ નજરને ફેરવતો.

મંગુ દેખાવમાં નિતાન્ત કૃશ અને વૃદ્ધ હતો; ને એના વૃદ્ધ સફેદ ચહેરા ઉપર નિસ્તેજતા ને ગાઢ વિષાદ છવાયેલાં હતાં. એની કમર પણ એકદમ ઝૂકી ગએલી હતી. કેમકે ભયંકર દરિદ્રતાના એકધારા હુમલાને ન સહી શકવાથી જે એકવાર એની કમર ઝૂકી તે ઝૂકતી જ રહી હતી. તે પછી બિચારો મંગુ કદી સીધો ઉભો થઇ શકયો જ નથી. અસહ્ય આપત્તિઓના અણચિન્તવ્યા આક્રમણોએ મંગુના ચહેરા પરની નસો એકદમ કઠોર અને શુષ્ક બનાવી દીધી હતી, જેના પર કરુણાના ભાવ અંકિત થવા અશકય હતા.

એના દુર્બળ દેહની મરજાદને જાળવી રહેલાં ખાખી વસ્ત્રો પણ છેક ફાટેલાં ને ભીંજાએલાં હતાં. એના માથા ઉપર ચપસીને બેઠેલી લાલ (ફેઝ કેપ) ટોપી પણ દબાઈ દબાઈને એકદમ પડીઆ જેવી બની ગઇ હતી. ગાડીની નિકટ ઉભેલા અત્યંત ચિંતાગ્રસ્ત મંગુને સવારીની પ્રતિક્ષામાં હૃદયને કંપાવી જતી ક્રૂર ઠંડી અને જોરમાં પડતા પાણીનું ય ભાન રહ્યું

નથી. એ તો ઠંડીમાં ધ્રૂજતો સ્થિરતાથી ઉભો હતો. એનો ઘોડો પણ એના જેવો જ છે. તે પણ નથી જરાય હાલતો કે ચાલતો. તે તો એકદમ પોતાની જગ્યાએ સ્થિર બનીને માલીકની જેમ ઉભો હતો. તેને પણ વરસાદ કે વાયુની પરવા ન હોય તેમ એકદમ બેપરવા બનીને ઉભો હતો—જાણે કોઇ ગહન વિચારમાં લીન હોય! અને એ પણ સંભવિત છે, કેમકે તેને અહીંથી દૂર દૂર ઉત્તર ગુજરાતના કોઇ ગામડામાંથી લાવી અહીં ગાડીમાં જોડાવાની તેના ઉપર ગુજરી હતી. તેમાં એ બિચારો શું કરે?

આ પહેલાં તે ઘોડો કોઇ રંગીલા આદમીની સવારીનું એક માત્ર સાધન હતો, ને ખુલ્લાં મેદાનોમાં તેને નિર્બંદ્ધ રીતે લીલું ઘાસ ચરવાને મળતું. આ ઉપરાંત રોજ રાત્રે માલીક તરફથી મનમાની ચણાની ચંદી અને મીઠી મમતા મળતાં હતાં. આ બધામાં તેને એક અપૂર્વ આનંદ અને એક પ્રકારની સ્વતંત્રતા સાંપડતી, જેના માટે તે તેના મનમાં મોજથી કંઇક મગરૂબ બનીને રહેતો. પણ એક દિવસે તેના આ આનંદ અને તેની આ આઝાદી ઉપર કોઇની ઓચિંતી તરાપ પડી ને બધણું ઝુંટાઇ ગયું હતું. તેને અહીં લાવી તેના ઉપર આ હંમેશની ગાડીની ગુલામીની ભારે ધૂંસરી લાદવામાં આવી હતી. તેની મોજ અને મરજીને નષ્ટ કરવામાં આવ્યાં હતાં. આ બધું એના મનઃચક્ષુ સમક્ષ ખડું થતું હોય અને એ ભારે શોકમાં ડૂબી જતો હોય તેમ વ્યગ્ર દેખાતો હતો. ત્યાં ગામડામાં ઓછા મનુષ્યો વચ્ચે, ઓછી ધાંધલ વચ્ચે માલીકની મરજીને અનુસરીને આનંદથી ફરવાનું હતું, જ્યારે અહીં તો અસંખ્ય માનવીઓની અને શહેરનાં સાધનોની ધાંધલ વચ્ચે ગાડીને ઘસડવી પડતી હતી. ત્યાં તો અંધારું થતું ને આરામ મળતો, જ્યારે અહીં તો અંધારામાંય વીજળીના દીવા ધીખતા અંગાર શા આંખોની જ્યોતિને ઓલવી નાખતા હતા. આ બધું તેને વિચિત્ર ભાસતું. ને આ વિચિત્ર વાતોને તેનું મન કેવી રીતે કબૂલે?

મંગુ ને એનો ઘોડો આજ દિવસભરથી આ સ્થળે ઉભા હતા. લુંખુંસુકું જે કાંઇ મળ્યું તે ખાઇને વહેલી સવારમાં મંગુએ ગાડીને જોડી હતી. અને બપોરે તેણે માત્ર સીંગલ ચ્હા પીધી હતી, જ્યારે ઘોડાને માત્ર થોડું સુકું ઘાસ નીરું હતું. પરન્તુ હજી સુધી એક પણ સવારી તેમના નસીબે નહોતી મળી આવી. રાત પડી ગઇ હતી. અંધારૂં થયું હતું. ચારે કોર નિરવ શૂન્યતા વ્યાપી રહી હતી. જોરમાં પડતો વરસાદ અને હિમ શી ઠંડી સમસ્ત અંગને ઠુંઠવી રહ્યાં હતાં. પણ મંગુને બોણીના નામે લાલ બદામ સરખી ય નહોતી નસીબ થઇ. અને આ ચિંતાએ મંગુના ચિત્તમાં સતત જલતા સંતાપના અગ્નિને વિશેષ જલદ અને ઉગ્ર બનાવી દીધો હતો.

અને એટલામાં તો મંગુના કાને 'એય વિકટોરિઆ !'નો ઉદ્દગાર જોરથી આવીને અથડાયો. ને એણે પોતાની આશાભરી આતુર નજરને એ તરફ ફેરવી. મંગુના વ્યથાગ્રસ્ત હૃદયમાં ઉલ્લાસની અવધી ન રહી. એ આનંદથી ઉછળીને બોલી ઉઠયો–'હાં સાબ, ચલીએ.'

આટલું બોલી ઉત્સાહમાં આવી જઇ મંગુએ હાથમાંની સળગતી બીડીને દૂર ફેંકી દીધી. વરસી રહેલાં પાણીથી ભીંજાવાની દરકાર કર્યા વિના છત્રીને બંધ કરી એકદમ ઉછળીને તે પોતાની બેસવાની જગ્યા ઉપર ચઢી બેસી ગયો. અને હાથમાં ઘોડાની લગામની રાસ પકડી એ ગાડીને સાહેબની નિકટ લઇ ગયો.

આ વિકટોરિઆને પુકારનાર સાહેબ શરીરે કદાવર અને મજબૂત જણાતા હતા. તેમનો સારો ય દેહ મોટા કાળા રેઇન કોટ અને સુટ નીચે ઢંકાએલો હતો. તેમના માથા ઉપર હેટ અને હાથમાં લાંબી સળગતી સીગાર હતી. આ કોઇ પોલીસ અમલદાર જેવા દેખાતા સાહેબ, જરા દમામ અને કડકાઇથી ગાડીમાં ચઢી બેઠા; ને મુખમાં ભરેલાં ધૂમ્રનાં વાદળાને વહેતાં મૂકયાં. ત્યાં તો એમના સિગારયુક્ત બનેલા ઓઠોમાંથી ઉદ્દગાર નીકળ્યો–'પ્રીન્સેસ સ્ટ્રીટ પોલીસ સ્ટેશન.'

'જી સાહબ !' મંગુએ હાથમાં પકડેલી રાશને હલાવતાં પ્રત્યુત્તર આપ્યો. પણ આટલેથી સાહેબને સંતોષ ન થયો. વળી પાછા તેઓ સહજ ખુમારીથી અવાજમાં કડકાઇ લાવી ધૂરકયા 'જલદી ચલાવ, જલદી !' મંગુએ હંમેશાની જેમ લગામને ખેંચી અને ઘોડાને ઇશારો કર્યો; ને ચાબુકની લાકડીને ગાડીનાં પાટીયાં સાથે ખખડાવી, પહેલ-વહેલાં તો ઘોડાએ સ્વાભાવિક સુસ્તી અને આળસ પ્રગટ કર્યાં પણ પછી તો રોજની ગતિએ ગાડીએ આગળ ચાલવા માંડયું.

ગાડીમાં આરામથી નિશ્ચિંત રીતે દેહને નાખી બેઠેલાં સાહેબ જરા શાન્ત થએલ લાગતા હતા. પરંતુ તેમની આતુરતા કોઇ અજબ પ્રકારની હતી. તેઓ પાછા ભારેલા અગ્નિ જેમ એકદમ ભભૂકી ઉઠયા. 'એય ! તુમ ગાડી ચલાતા હય યા ખટારા ? તેરા ઘોડા ભી કયા હય ? બિલકુલ મુરદાલ સા દીખતા હય ? વાહ ! તેરી ગાડી ભી કૈસી હય ? —માલુમ પડતા હૈ કે જ્યાદા દેર બૈઠનેસે સબ હડ્ડીયાં ખતમ હો જાયગી. કૌન ઉલ્લુને તેરી ગાડી ઔર ઘોડેકો પાસ કર દીયા ? ચલો ! જલદી કરો ! લગા દે તેરે ખચ્ચરકો ચાબુકકા એક અચ્છા સા સપાટા, જીસસે વો જરા આગે કદમ રખે.'

સાહેબનો આ બડબડાટ હજુ ચાલુ હતો. બિચારો મંગુ લગામને વારંવાર ખેંચતો ઘોડાની પીઠ ઉપર ચાબુકની ઝડીઓ ઝીંકયે જ જતો હતો. બિચારો ઘોડો પણ માલીકની સેવા બજાવવામાં કાંઈ કચાશ નહોતો રાખતો. કદી કદી ઘોડો જોરમાં ભારે વેગથી પગની ફાળો ભરતો, તો કોઇ વખત ચારે પગે ઝડપથી દોડી ઉઠતો. પણ એક સરખી ગતિને કાયમ રાખવી એ ઘોડાની સમસ્ત શકિતની બહાર હતું.

અને એટલામાં સરરર...કરતી મોટરકાર ગાડીની બાજુમાં થઇને પસાર થઇ ગઇ. અને ગાડીની નિકટ ચાલતો એક આદમી એકદમ ફૂટપાથ ઉપર ગાડીની અડફટમાં આવી જવાના ભયથી ચઢી ગયો. આ જોતાં જ સાહેબ જરા ચમકયા ને ભારે રોષમાં આવી જઇ એકદમ ધૂરકી ઉઠયાઃ—'અરે ! મર જાયગા અબે ઉલ્લું ! કયા અન્ધા

હય ? સામનેકા આદમી ભી તુજે નહિ દીખતા ? અભી ગાડી વો આદમી પર ચઢ બૈઠતી, ક્યા આજ કુછ જમ કર તાડી પી લી હય ? ઉલ્લુ કહીંકા !'

અને સાચે જ એ સમયે મંગુનું ધ્યાન સામે રસ્તા ઉપર નહોતું. એ જરા ઘોડાની લગામને ઢીલી છોડી પાછળ સાહેબ તરફ નિહાળી રહ્યો હતો. આ વખતે જરા ધીમે ધીમે એના હોઠ મહીંમહીંથી હાલી જતા હતા. એ સાહેબ સાથે જરા વાતચીત કરવા ચ્હાતો હતો. બોલું કે ના બોલું એ મૂંઝવણમાં એનું મન બોલતું અટકી જતું હતું. આખરે એણે એની સારીય હિંમતને સમેટી સાહેબ સાથે વાત ચીત કરવાનો આરંભ કરી દીધો. પણ ગભરાટ અને મનની અકથ્ય અકળામણમાં એના અંતરની અત્યંત પ્રબલ ઇચ્છા બે હોઠો સુધી આવતાં અધૂરી અને સ્પષ્ટ બની જતી. એ એના અંતઃસ્થલમાં ઉછળતી વેદનાને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી ઠાલવી શકતો નહોતો. ધીમા, દબાતા અવાજે આખરે એ બોલ્યો—શું કરું સાહેબ ? મ્હારો એકનો એક...દીકરો...જુવાનજોધ...હુલ્લડમાં મરી ગયો. હું...'

'હેં ક્યા કહા ? મર ગયા ? કૌન મર ગયા ?' સાહેબે સાહજિક આશ્ચર્યથી પ્રશ્નો કર્યા.

આથી મંગુએ મનમાં ધાર્યું કે સાહેબ કેટલા બધા ભલા છે ? કેટલી સહાનુભૂતિથી પૂછી રહ્યા છે ? એ દુઃખગ્રસ્ત હતાશ અવસ્થામાં કંઇક ઉત્સાહિત બનતાં બોલ્યો—'સા'બ, આજ મહીનો થયો. આ હુલ્લડમાં કામાટીપુરા આગળ સાંજને ટાણે ગુંડાઓએ મારી નાખ્યો. મને સા'બ, ખબર પણ બીજે દી' પડી. હું તો ઘેર હતો. એ ગાડી લઇને ગયો હતો. તપાસ કરતા પોલીસે સમાચાર આપ્યા ત્યારે જ મ્હેં જાણ્યું. ને મ્હારાં કાળજાં પર જાણે કોઇએ કારી ઘા કર્યો. પોલીસે તપાસ પણ, ખૂન કરનાર ગુંડાની ઘણી કરી. છતાં ય તે પકડાયો નહિ. ને સાહેબ, હું તો ગરીબ માણસ ! શું કરું ? મારા રાંકનો એકનો એક...!' મંગુનો કંઠ ભરાઇ આવ્યો, એનો સ્વર એકદમ ધીમો પડી

ગયો. એની છાતીમાં ડૂમો ભરાયો. એની ઉંડી ઉતરેલી આંખોમાં બે મોટાં આંસુ છલછલી ઉઠ્યાં.

ત્યાં તો સાહેબ પાછા ક્રોધથી ભભૂકી ઉઠ્યા–'એ ય પાજી ! મરને દે તેરે વો બેટેકો ઔર બંધ કર યે બકવાદ. જરા સામને રસ્તા દેખતા હુવા હાંક. અભી વો ગાડી કે સાથ એકસીડન્ટ હો જાતા ! ચલ ! જલદી કર ! ચલ ! લગા ચાબૂક ! યું તો સુબહ હોગી.'

અને મંગુને મનમાં થવા લાગ્યું કે જાણે કોઇ એની પીઠ ઉપર ચાબુકની ઝડીઓ ધડાધડ ઝીંકી રહ્યું છે. એણે ઘણા કષ્ટથી હૈયાંમાં ઉભરાતા દુ:ખને અને વેદનાને વારતાં હાથમાંની રાશને ખેંચી અને ઘોડાને ડચકાર્યો. જ્યારે એણે થોડી વાર પછી પાછળ ગાડીમાં જોયું તો સાહેબ અર્ધ–નિદ્રામાં મોજથી મહાલી રહ્યા હતા !

અને આખરે પોલીસ સ્ટેશન પણ આવ્યું. મંગુએ ગાડીને દરવાજામાં ઉભી રાખી. એ પોતે નીચે ઉતરી પડયો ને હાથમાંના ચાબુકને પકડી સલામ કરતાં બોલ્યો–'સા'બ. ચોકી આ ગઇ.' ગાડીના થોભવાથી અને મંગુના અવાજથી સાહેબની ઉંઘ ઉડી ગઇ. તેઓ આંખો ચોળતા ગાડીમાંથી નીચે ઉતર્યા ! અને રૂઆબથી ખીસ્સામાં હાથ નાખી એક પાવલી મંગુના ઉપર ફેંકી અને હાથમાં ઓલવાઇ ગએલી સિગારને સળગાવતા, પોલીસ સ્ટેશનનાં પગથીયાં ચઢવા લાગ્યા.

ત્યાંથી ગાડી ફેરવી મંગુ પાછો વિક્ટોરિઆ સ્ટેન્ડ ઉપર આવી ઉભો રહ્યો. ને કોઈ બીજી સવારીની શોધમાં આતુરતાથી દૃષ્ટિ દોડાવવા લાગ્યો, કેમકે માત્ર એક પાવલી એનું અને ઘોડાનું પેટ ભરવા માટે પૂરતી નહોતી.

રાત્રી અને વર્ષા બન્ને વધવામાં સ્પર્ધા કરી રહ્યાં હતાં. મંગુને આ સ્થળે ઉભાં રહ્યાંને એક કલાક વીતી ગયો હતો. પરંતુ હજુ સુધી કોઇ સવારી જેવું દૃષ્ટિએ નહોતું ચઢતું–આશાનું એક ચિન્હ પણ નહોતું જણાતું. આજુબાજુ વાતાવરણમાં જેમ કાળા અંધકારમાં

ભયાનકતા પ્રસરી રહી હતી તેમ એના અંતરનાં ભયાનક નિરાશાના અંધારામાં આશા વિલીન થતી ભાસતી. પરંતુ આશામાં કોઈ અજબ પ્રકારની આકર્ષણશક્તિ રહેલી છે. આ પ્રબળ શક્તિની મોહીની મંગુના મનને ત્યાંથી ખસવા નહોતી દેતી. એના ઉરમાં ધીખી ઉઠેલો ભૂખનો અનલ અંધકારમાં અદશ્ય થતી આશાને ઉજ્જવલ રાખવા પ્રયાસ કરતો કારણ કે એને પણ પેટ હતું; એનું પોતાનું અને એના ઘોડાનું એટલે એમાં મંગુ બિચારો શું કરે ? એ હતાશ હૈયે એક નિસાસો નાખતાં નીચે બેસી ગયો. અને ઠંડીમાં થીજી જતાં અંગમાં કંઈક ઉષ્ણુતા અનુભવવા ગજવામાંથી બીડી કાઢી ચેતાવવા લાગ્યો.

આમ કેટલીક ક્ષણ વીતી ત્યાં તો મંગુની ચકોર, આતુર આંખોએ સામેના ઇરાની રેસ્ટોરામાંથી બે યુવાનોને બહાર નીકળતા જોયા. તેઓ પરસ્પર મજાક ઉડાવી રહ્યા હતા. મંગુએ ભારે આશાથી ઉભા થતાં તેમને વિનયથી પૂછ્યું–'ગાડી, શેઠ ?'

'હા, ચલો ગ્રાન્ટ રોડ, આઠ આના' એક યુવકે પ્રત્યુત્તર આપ્યો.

'અરે ! આટલે લાંબે જવાના માત્ર આઠ આના ?' એક ભારે નિઃશ્વાસ સાથે મંગુના મનમાં પ્રશ્ન ઉઠ્યો. પલભર એ મૂક બની, શુન્ય ચિત્ત ઉભો રહ્યો. પણ એના ઉરમાં ઉગ્ર બનેલી ભૂખ ને કાળજાંને કંપાવી જતી ઠંડી સાથે વધી રહેલી રાત્રીના ખ્યાલે મનમાં જાગેલા પ્રશ્નને દબાવી દીધો–ઉડાવી દીધો. એનું હૃદય ઉંડે ઉંડેથી બોલી ઉઠ્યું:–'ખેર ! આઠ આના તો આઠ આના. આટલી મોડી રાતે કોણ મળવાનું છે ?' 'બાર આના આપજો શેઠ ! બેસી જાવ' મંગુએ કહ્યું.

'તારે આવવું હોય તો આવ. આઠ આના મળશે, અમારે બીજી કશી ગરબડ ન જોઇએ.' એક જણે સીધો જવાબ સંભળાવી દીધો.

'ભલે શેઠ આઠ આના, તમે રાજી થાવ' આટલું બોલતાં મંગુએ મહામહેનતે મનમાં સંતોષ આણવા પ્રયાસ કર્યો ને પેલા યુવકોને ગાડીમાં બેસી જવા કહ્યું. એણે પાછી હાથમાં લગામની રાશને પકડીને ઘોડાને એક ચાબુક લગાવી દીધી.

ગાડી આગળ ધપવા માંડી. આ યુવકો આનંદમાં આવી ગયેલા જણાતા હતા. તેમની બોલવાની રીત જરા અશિષ્ટ અને અણગમતી હતી. આ બન્ને યુવાનો પગને લંબાવી મસ્ત રીતે ગાડીમાં પડયા હતા.

મંગુની ગાડીએ થોડો માર્ગ કાપ્યો ત્યાં તો એક યુવક જોરથી બોલી ઉઠયો–' અરે ભાઇ! જલદી ચલાવને, જલદી !' મંગુએ કહ્યું–'હાં શેઠ ! હાં શું કરૂં ?...'

'હવે ત્હારી અકઅક છોડીને જરા જલદી હાંકને ! આમ તો તું સવાર પાડી દઇશ. તું તો લપીઓ માણસ લાગે છે.' પેલો યુવક પાછો ગર્જ્યો. અને વળી તેમની પરસ્પર વાતોમાં તે ગૂંથાયો, એક યુવકે બીજાને કહ્યું–'શું દોસ્ત ? આ રવિવારે કોલેજની ટૂરમાં શું મજા આવી હતી ? તું કેમ ન આવ્યો ? આવ્યો હોત તો ઓર રંગત જામત. તારી કોકીલાનો પોઝ લેવા મ્હેં અનેક પ્રયાસો કરી જોયા. પણ એક પણ પ્રયાસ સફળતા પામ્યો નહિ. એ છોકરી પણ ગજબની છે. તેણે એક પણ પોઝ આપ્યો નહિ. કોલેજમાં લાગે છે તો ફ્રી (Free) પણ જોગેશ્વરીમાં તો જાણે કોઇ પ્રૌઢ–વૃદ્ધા ! કોઇ પણ સ્થળે કેમેરાના લેન્સમાં સ્થિર આવે જ નહિ ને ? બસ, એકલીને એકલી આમતેમ, કંપની (Company) છોડી, ઘૂમ્યા જ કરે.

'કયાંથી એ કંપનીમાં ભળે, જ્યાં તમારા જેવા વિકૃત મનોદશા ભોગવતા માનવીઓની લુબ્ધ દૃષ્ટિ ભમતી હોય ત્યાં ? બીજા યુવકે સહેજ ગંભીરતાથી અણગમો દાખવતાં કહ્યું.

'ઓહો ! મ્હેં આજે જ જાણ્યું કે આપ આ યુગના ભિષ્મદેવ છો !' પેલો યુવક જરા જોરથી હસતાં બોલ્યો.

ત્યાં વચમાં જ મંગુ એકદમ બોલી ઉઠયો–'વાહ શેઠ, તમે ય કમાલ કરી !'

'અરે, એય ઉલ્લુ ! તું કેમ અમારી વાતમાં વચ્ચે બોલે છે ? તું ત્હારૂં કામ સંભાળને સીધી રીતે' પેલા યુવકે ખીજાઇને હાથથી મંગુને ધમકાવ્યો.

બિચારો મંગુ એકદમ ઠંડો પડી ગયો—આ અપમાનથી સહજ છોભીલો પડી ગયો. એને કાંઇ સમજ ન પડી. એનું ચિત્ત દુઃખથી વ્યગ્ર બન્યું. એણે ઘોડાની પીઠ ઉપર એક ચાબુક ફટકાવી દીધી. અને એનું ધુંધવાતું મન આ લોકો સાથે વાતચીત કરવા પ્રબળતાથી પ્રેરાતું હતું, અને એટલા માટે જ એ તકને શોધતો હતો. પણ એ ક્યાંથી સાંપડે ? આ લોકો તો એમની પરસ્પરની વાતોમાં એટલા બધા વ્યસ્ત હતા કે મંગુને પોતાના અંતરની ઉછાળા મારતી પ્રબળ ઇચ્છાને ક્યાંય સુધી દબાવી રાખવી પડી.

'શું કરું શેઠ ? મ્હારો એકનો એક જુવાનજોધ જેવો દીકરો મરી ગયો' તક જોતાં જ મંગુ કંઇક ઉત્સાહ અને ઉત્કંઠાથી બોલી ઉઠયો.

'શું કહ્યું ? તારો છોકરો મરી ગયો ? એ પણ એક ઠીક થયું. બધાને એક દિવસે મરવાનું છે ને ? એ છૂટયો બિચારો ! તારો છોકરો મરી ગયો તે ઓછી અમારા હાથની વાત છે ? તું હવે જલદી ચલાવ ખુદાને ખાતર !' પેલા યુવકે બેદરકારીથી કહ્યું.

'હાં, હાં, શેઠ' મંગુએ વાતને ચાલુ રાખવાના હેતુથી જેમતેમ ગમે તે કંઇ બોલી નાખ્યું.

'તારા ઘરમાં હવે કોણ કોણ છે ? બૈરી છે કે નથી ?' યુવકે મોજમાં આવતાં પૂછ્યું.

'ક્યાંથી શેઠ હવે બૈરૂં ? શું કરૂં ? હું ગરીબ માણસ. આજ મહીનો થયો. જુવાનજોધ જેવો દીકરો આ હુલ્લડમાં ગુમાવી બેઠો !— ગુંડાઓએ મારી નાખ્યો !' આટલું કહેતાં મંગુનું ધુંધવાઇ રહેલું મન સહજ મોકળું બન્યું. ને એણે મનમાં વિચાર્યું કે હવે હું મ્હારા દીકરાના કરવામાં આવેલા ખૂનની વાત આ લોકોને કહી સંભળાવી શકીશ. પરંતુ એ અભાગીનું ભાગ્ય એક કદમ આગળ હતું. તેમની ગાડી ત્યાં તો ગ્રાન્ટ રોડ ગીલ્ડર ટેન્ક આગળ આવી પહોંચી હતી. પછી પેલા રંગીલા યુવાનો એની વીતકકથા સાંભળવા ઓછા ઉભા

રહેવાના હતા ? તેઓ ગાડીને અટકાવી મંગુ ઉપર આઠ આના ફેંકી નીચે ઉતરી પડયા.

થોડી ક્ષણ માટે મંગુના ગમગીન હૈયામાં આશા પ્રતિત થતી હતી. કોઈને કોઈ એની અસહ્ય આપત્તિકથાને સાંભળશે અને એણે દઢતાથી માન્યું હતું કે નિરંતર ચિત્તને પ્રજાળતી પોતાના પુત્રની મૃત્યુકહાણી એ અવશ્ય કોઈને કહી સંભળાવશે. સ્વભાવતઃ સાંભળનારના હૃદયમાં કંઈક સહાનુભૂતિ–સંવેદના ઉત્પન્ન થશે. કોઈ સહૃદયની સહાનુભૂતિના ચાર શબ્દો એના હૃદય ઉપર ભરાએલા દારૂણ દુઃખના ભારને કંઈક હલકો બનાવશે. પરંતુ એની અકથ્ય, અધૂરી આશા કદિ પૂરી થતી જ નહોતી. મંગુને કોઈ સાંભળનાર સાંપડતું નહોતું. મંગુનું નાનું શું હૃદય શોક અને ગ્લાનિના અસહ્ય ભારથી એટલું બધું ભરાએલું હતું કે જાણે હમણાં જ ફાટી જશે. એનો દેહ ધ્રૂજી જતો હતો; એનો આત્મા અરેરાટીથી ફફડી રહ્યો હતો. એનું ચિત્ત ચિન્તાની ચિતામાં ભડભડી રહ્યું હતું પણ એની એ અવદશા પ્રત્યે, દુઃખની દારૂણતાથી ભરેલા હૃદય પ્રત્યે, રુંધાતી માનવતાના રૂદન પ્રત્યે, લક્ષ દેવાની આ જગતમાં કોને પડી હતી ?

મંગુને આમ માર્ગ વચ્ચે ચૂપચાપ શાંત બનીને ઉભેલો જોઈ પહેરો ભરતા પોલીસનું ધ્યાન ગયું ને તેણે મંગુને ધમકાવ્યો. 'એય, ઉલ્લુકે પઠે ! ઈધર કયું ખડા હય ? આધી રાત બીત ચૂકી હય. ચલ ! ચલાવ યહાં સે !'

શાંતિથી હતાશ બની ઉભેલો મંગુ એકદમ ચમકયો. પણ પાછો તે શાંત રહ્યો. એની આંખો આગળ અમાવાસ્યાની જેમ નિરાશાનું કાજળ ઘેરાઈ રહ્યું હતું. એનું દુઃખ સાંભળે એવો એક પણ શ્રોતાજન નહોતો સાંપડતો એ વિચારે એના અંતરમાં ઉગ્રતાથી ઉકળી રહેલી વ્યથાએ એને વ્યાકુલ બનાવ્યો. એકના એક ઘડપણના આધાર સમા પુત્રના અવસાનથી આઘાત પામેલું એનું હૈયું સમસમી ઉઠયું. એણે થાકથી અકડાઈ ગએલા અંગમાંથી સહજ શ્રમ ઓછો કરવા એક

લાંબી આળસ ખેંચી. કેટલીક પળો કંઈક વિચાર્યું, રાશને ખેંચીને ઘોડાને ઇશારો કર્યો. એ પશુ પણ માલીકની અંતર-વ્યથા પામી ગયું. અને તેણે ઘરનો-તબેલાનો રસ્તો પકડયો. ઘોડાના પગ ઘર તરફ વળ્યા.

મંગુની ગાડી ફ્રોકલાંડ રોડ ઉપર ચાલવા લાગી. થોડેક દૂર જતાં જમણી તરફની હારમાં આવેલા એક નીચા મકાનના દરવાજામાં તેણે પ્રવેશ કર્યો. આ મકાનની પાછળ પડતા ખુલ્લા ભાગમાં મંગુનું ઘર-તબેલો હતો, અહીં ચારેકોર ભારે ગંદકી અને કારમી કંગાલિયત અંધારાની જેમ આળોટી રહ્યાં હતાં. હવામાં પ્રસરી રહેલી ખરાબ વાસ અહીં વસનારાઓ માટે ઘૃણા ઉપજાવતી. ઉપરની ચાલમાં રહેતી વિશ્વપત્નીઓની ઓરડીઓમાં મોડે સુધી સળગતી ફીક્કી પીળી રોશની પણ બુઝાઈ ગઈ હતી. સામે પતરાંનું બનેલું ડેલા જેવું મંગુનું ઘર હતું-તબેલો હતો, જેની લંબાઈ દસેક ફૂટ અને પહોળાઈ સાતેક ફૂટ હશે. મંગુએ અંધારામાં જઈ ગાડીને થોભાવી-બારણું ઉઘાડયું. પછી એણે ઘોડાને છોડયો. અને પાછું એનું મન વિચારોના ઝોલે ચઢયું. એના અંતરમાંથી આહો સરી પડવા માંડી.

'હાય! કિસ્મત પણ કેવું અકર્મી છે? હું જ દુર્ભાગી છું તેમાં કોઈનો શો દોષ? આટલી ઉંમરે એકનો એક પુત્ર નજર...! મહેનત પણ હવે થતી નથી. પેટપૂર ધાન કે ઘોડાને ચંદીના પણ વાખા!' મંગુએ લમણે હાથ દેતાં લાંબો નિસાસો મૂકયો. ત્યાં પાડોશમાં કોઈનો જાગવાનો અવાજ સંભળાયો ને શમી ગયો. પછી પૂર્વવત્ શૂન્યતા પ્રસરી ગઈ.

આ નિરવ શૂન્યતામાં થોડીક ક્ષણ વીતી ત્યાં તો બહાર એ અંધારામાં આળોટવા આવેલા કોઈ 'ઉજળીયાત'ના નફ્ફટ હસવાનો ધ્વનિ સંભળાયો. એ નફ્ફટ હાસ્યધ્વનિમાં મંગુને ત્યાં આળોટતી કંગાલિયત અને કચડાતી માનવતાનો રુંધાતો શ્વાસ સંભળાયો. દૃષ્ટિ સામે અંધારાંમાં કાળી ભૂતાવળ ભાસવા માંડી. અને દૂર દૂર બહાર

કૂતરાંના ભસવાનો અવાજ આવ્યો. પળભર મંગુનું હૈયું કમકમી ઉઠયું. એનો અંતરાત્મા કકળી ઉઠયો.

'આહ, મ્હારૂં કોઇ નહિ ? ભગવાનને પણ એ જ ગમ્યું ? કોઇ કોઇનું સાંભળતું ય નથી. મ્હારૂં ય કોઈ નહિ સાંભળે ?' એનો આણુ દુઃખનો ભાર ઓછો કરવા તરફડીયાં મારી રહ્યો હતો. એના અંતકરણમાંથી ઉઠતી અરેરાટી એને અકળાવી રહી હતી.

એના એકના એક દીકરાને મર્યે આજ મહીનો થયો હતો:, અને એ વિષમ વીતક–વાત એના સ્મરણમાંથી ખસેડી ખસતી નહોતી. એ નિઃશબ્દ નિરવ રાત્રીએ એના હ્રદયના ધબકારામાં એને પોતાના પુત્રની ભયંકર ચીસો અને કારમી કરૂણ કીકીઆરી સંભળાતી. એનો અંતરાત્મા ધ્રૂજી રહ્યો હતો. એનું હ્રદય વેદનાથી તૂટી જતું હતું.

ત્યાં એનો હાથ માથા પાસે ગયો. અને એના હાથમાં લાલ ટોપી આવી. ટોપીનો સ્પર્શ થતાં જ એના સારા ય દેહમાં એક ભયંકર ધ્રુજારી પ્રસરી ગઇ–એની આંખો ગાઢ અંધકારમાં ય મીંચાઈ ગઇ. એના કલેવર ઉપર રક્તની રાતી રતાશનાં રૌદ્ર તાંડવ રચાવા લાગ્યાં. એ લોહીની લાલીમાં એને ચારે કોર ભડકતા અગ્નિ શી ભયંકર જવાળાઓ ભાસવા લાગી. એ કાલાગ્નિ શી દુઃસહ્ય જવાળાઓની યાતનાથી એનું હ્રદય ત્રાસી ઉઠયું: એનો અંતર્યામિ થથરી ગયો. એનો જોરથી ચાલતો શ્વાસોશ્વાસ શીસકારીઓ લેવા લાગ્યો.

એ રાતી ટોપીની લાલીએ એના દીકરાના પ્રાણ લેનાર ખૂની જલ્લાદને ઉશ્કેર્યો હતો: એ લાલ ટોપીએ પ્રવર્તેલી ગુંડાગીરીનો વિકરાળ પંજો એના પુત્ર ઉપર વીંઝયો હતો. ઉશ્કેરાએલી ગુંડાગીરીને ઘેલી કરી મૂકી હતી. એ સંહારઘેલછાએ ગુંડાની છૂરીને ઉછાળી હતી–ગુંડા જલ્લાદની ઉછળતી કાતીલ છૂરીને ખૂન પીવા અધીરી ને આતુર બનાવી દીધી હતી. એ રાતી ટોપીની રૌદ્રતાને ભૂંસવા મંગુ વારંવાર મથતો છતાં ય ભૂંસી ભૂંસાતી નહોતી. એ ભીષણ ભયંકરતા એની દૃષ્ટિ સમીપથી

કેમે ય કરી દૂર થતી નહોતી. અને એથી મંગુ એ રકતમય રાતી ટોપીની રાક્ષસી બિભુક્ષિતાની ભયાનક કથા કોઇને કહેવા ચહાતો હતો–એ એના કઠુરાઘાતિત હૃદયની પ્રબળ ઇચ્છા એકદમ અધીરી બની ગઇ હતી; લાલીની લાલચોળ ભડકતી જ્વાળાઓને ઠંડી પાડવા એ સહાનુભૂતિ શોધતો હતો.

જેને સાંભળતાં જ સાંભળનારના હૃદયમાં સહજ સહાનુભૂતિ જાગે—સંવેદના પ્રગટે અને બે સહાનુભૂતિના શિતભર્યા શબ્દો કહે—આ ઇચ્છાની આતુરતાની અકળામણમાં, કાલાગ્નિ શી ઉગ્રતામાં, ઉકળતા એના ચિત્તને સહજ શાંતિ સાંપડે !

આ આશાની આતુરતા મંગુના અંતરમાં વિષમ વ્યાકુલતા ઉપજાવી રહી હતી; આ આશાના તાર ઉપર મંગુનું પ્રાણપંખેરૂં તેની પાંખોને ફફડાવી રહ્યું હતું. ત્યાં એની સામે આંખો માંડી ઉભેલા ઘોડા પ્રત્યે મંગુની દૃષ્ટિ ગઇ 'લાવ, એને પૂળો નાંખું' આ વિચારે લથડાતે પગે મંગુ ઉભો થયો.

'બેટા ! ત્હને ઘાસ તો મળ્યુંને ! ચણા નથી તો શી હરકત છે !' આટલું બોલીને મંગુએ ઘોડાની પીઠ ઉપર હાથ ફેરવ્યો—તેને જરા થાબડયો અને ઘાસના એક બે પૂળા સ્હામે ધરી ઉભો રહ્યો.

'શું કરૂં બેટા ? હું યે ઘરડો થયો છું. પહેલાંના જેવી તાકાત હવે ગાડી ચલાવવાની મ્હારામાં નથી રહી. અને જો આજ મ્હારો ...આપણી આ દશા ન હોત ! શું એ ગાડી બરાબર હાંકતો હતો ? જરૂર બેટા ? ગાડી એ એવી શાનથી હાંકતો હતો કે જાણે એના હાથ ચૂંમી લઉં. પણ હાય ! ભગવાનને એ જ ગમ્યું. ઠીક, એને જે ગમ્યું તે ખરૂં ! દીકરાને...છીનવી લીધો અને આપણને દુઃખ અને દરિદ્રતાના દારૂણ દાવાનળ વચ્ચે મૂકી દીધા. ભલે બેટા ! ભગવાનની મરજી ! એની ઇચ્છાની આડે કોણ આવી શકે ? બેટા ! તું જ વિચાર કરને કે ત્હારે એક સુંદર વછેરો હોત અને તે કોઇ અકસ્માત છીનવી

લે તો તું આમ મ્હારી માફક દુઃખી ન થાત? આટલું ઉચ્ચારીને મંગુએ મનમાં સંતોષ આણવા પ્રયાસ કર્યો.

મંગુએ એક વાર ફરી ઘોડાનાં જલભર્યાં નેત્રો સામે જોયું અને એના ગળાને બન્ને હાથો વડે લપેટી લેતાં વળગી પડયો; ને પોતાની સારીય વીતક કહાણી કહેવાનો આરંભ કર્યો.

અને જ્યારે મંગુ એની વીતક કહાણીની વરાળને ઘોડાના કાનમાં ઠાલવી રહ્યો ત્યારે બહાર પાછલી રાતે કૂતરાં રડી ઉઠવાનો અવાજ આવ્યો. ઉપર છાપરા ઉપરથી ઘુવડના બોલવાનો અવાજ આવ્યો. અને મંગુનો દેહ ધબ કરતાં ધરતી ઉપર પડયો! એ પડવાના ધ્વનિને માત્ર ઘોડાએ સાંભળ્યો!

卐

# કલા સિદ્ધિ

કોઈ કબરમાંથી ભૂત જાગે તેમ મ્હારી સ્મૃતિના ખંડેરમાંથી એ કુદરતની કઠોર નજાકત ભર્યું અતિ અળખામણું દૃશ્ય ઉપસી આવે છે. અને એ દૃશ્યમાં જડાએલો નમણો નાજુક ચહેરો અનુકમ્પાના અતિ ભારે ધક્કાથી અંતરને ધ્રુજાવી જાય છે.

હું કોઇ કલાકાર કે કવિ નથી કે અંતરના આયનામાં ઉતરેલી તસ્વીરને રંગ અને રેખાની મિલાવટ કરી આબેહુબ ખડી કરી શકું—એ સ્નિગ્ધવદન ઉપર વિલસી રહેલા કારૂણ્યના કઠોર ભાવોમાંથી જાગતા મ્હારા અંતરના આવિર્ભાવોને સુરેખ રીતે આલેખી શકું!—અને કવિ પણ નથી કે હૃદયવીણાના ઝંકારમાંથી જાગતી ઉર્મિઓને ઝીલી શકું!

પરન્તુ મ્હારી કથાની આટલી ભૂમિકા બાંધ્યા પછી જણાવીશ કે કોઇ ભૂતકાલિન યુગના જર્જરિત ખંડેરમાંથી દિવાસ્વપ્ન ઝબકી ઉઠે એમ મ્હારા સ્મરણની સપાટી પર પેલો સ્નિગ્ધ ચહેરો એની અમિત વેદના સાથે હજીય ચમકી ઉઠે છે. એના ઉપર પથરાએલી કુદરતની કઠોર નજાતક અને આછા ગુલાબી રંગની ઝલક હૈયાંને લાગણીનો ભારે થડકો આપી જાય છે—અંતરના ઉંડાણમાં એ નમણી નિર્દોષ મૂર્તિ અણુપેખી અમિત વેદના પ્રકટાવે છે!

માનવીના જીવનમાં જો કોઈ સુભાગી પલ આવતી હોય તો એ એનો લગ્નકાળ છે: ને આવી જ સુભાગી પલોમાં મ્હારી આંખોને આ દૃશ્ય નિહાળવાની તક સાંપડી હતી. ત્યારે હું વરરાજા બની મ્હારી નવ વિવાહિતા નવોઢા પત્નિને લઈ, જાન સાથે સાસરેથી મ્હારે ગામ પાછો ફરતો હતો. મ્હારે સાસરેથી મ્હારે ગામડે ગામ જવા માટે કોઈ ટ્રેન કે મોટર વ્યહવારની સગવડ નહોતી એટલે મ્હારી જાન પગ રસ્તે ગાડા-ગાડીમાં યાત્રાએ નીકળી હતી. આ કઠીન મુસાફરીમાંથી ઉનાળાના આકળા દિવસોમાં ઠંડે પહોરે જલ્દી ઘેર પહોંચી જવાના લોભે અમે વ્હેલી સ્હવારે ત્યાંથી નીકળ્યા હતા.

માથે મધ્યાન્હ તપતાં અમે અર્ધા માર્ગે આવી પહોંચ્યા હતા, એટલે વિસામો લેવાના વિચારે વાટમાં આવતા એક ગામડાના પાદરે અમારા રસાલાએ અટકી જઈને પડાવ નાખ્યો. ગાડા ગાડીઓને એ તેજાબ ભરી બપોરે કોઈ સમાધિસ્થ યોગીની જેમ ઉભેલા વડલાની શીળી છાયામાં છોડયાં. જાનનાં માણસો વડલાની છાયામાં એના ચોતરા ઉપર જાજમ બિછાવી તેના ઉપર વિશ્રાંતિની રાહત અનુભવવા લાગ્યાં, અને પાસેના કુવામાંથી તાજુ પાણી મંગાવી એ બળબળતી બપોરે જગાવેલી તરસને છિપાવવા લાગ્યા. ત્યારે હું પણ મ્હારી બંધીયાર સીગ્રામ ગાડીમાંથી નીચે ઉતરી બેઠે બેઠે મારાં અકડાઈ ગયેલાં અંગોને રાહત આપવા તથા ઉકળાટના બફાટમાંથી છુટકારાનો દમ ખેંચવા વડલા નીચે આમ તેમ આંટા મારવા લાગ્યો.

અમે વિસામો લેવા ઉતર્યા હતા એ વડલાથી થોડેક છેટે ગામની મુખ્ય શેરી શરૂ થતી હતી—જે આગળ જતાં ગામને વીંધીને એક ધોરી માર્ગના રૂપમાં ફેરવાઈ જતી હતી. આ શેરીની બન્ને બાજુએ ગામના પ્રમાણમાં નાનાં મોટાં મકાનોની કતાર લંબાએલી ખડી હતી.

ઉનાળાની આતશ ભરી બપ્પોરે શેરી સાવ સુની હતી. ઘણાંખરાં ઘરોનાં બારણાં વાસેલાં દેખાતાં હતાં. નજીકના મકાનોમાંથી કોઈ

કોઈવાર માનવીના બોલવાનો ગણુસારો એ શાંત સૂની બપોરને ગજાવી જતો. કોઈ એકાદ રાહદારીના પગલાંનો અવાજ શેરીમાં પછડાઈ જતો. ઉન્હી લૂ ભરી પવનની લ્હેરીઓ શેરી સમીપ ઉભેલા પીપળનાં વૃક્ષના પાંદડાંને ખખડાવી જતી. અને તાપના તેજાબથી બચવા એ પીંપળ ઉપર ઉંધે મસ્તકે ટીંગાએલી વાગોળોનો "ચિહૂ–ચિહાટ" વાતાવરણને ભરી દેતો.

એટલામાં ખભે પોટકું ને હાથમાં બંગડીઓનું ભારે બંડલ લઈ કોઈ ફેરીઓ એના 'લોરે...કોઈ ફેન્સી બંગડી...!' ની મોટી હાંક સાથે એ બળબળતી બપોરે શેરીમાં દાખલ થયો. એણે એક બે બૂમો મારી ત્યાં તો એ સૂની શેરીનાં ઘરોનાં વાસેલાં બારણાં ફડાફડ ખોલતાં સ્ત્રીઓનાં ડોકાં એના તરફ ડોકાવા લાગ્યાં; અને 'એ બંગડીવાળા અહીંયાં' ના એક ઉપર એક એમ સામટા આવકાર એને મળવા લાગ્યા. આખરે એ ફેરીઆઓએ એક મોટા મકાનના ઓટલા ઉપર જઈ પોતાનું પોટકું છોડી બંગડીઓ બતાવવા માંડી.

થોડી ક્ષણોમાં તો જેમ મધપુડા ઊપર માખીઓ એકઠી થાય એમ એ ફેરીઆની આસપાસ એક નાનકડું નારી વૃંદ બની ગયું. ને એકઘડી પહેલાં જે શેરી સાવ શૂન્ય લાગતી હતી તે હવે રમણીઓના રૂપાળા કંઠ ધ્વનિએ ગાજી ઉઠી. અને ફેરિયાએ ગ્રાહકની માગણી પ્રમાણે લાલ, લીલી, આસમાની એમ રંગ બે રંગની બંગડીઓ કાઢી બતાવવા માંડી ને ત્યાં ભેગી થએલી સ્ત્રીઓ 'આ સારી આ ખોટી' એમ કરતાં પોતાને મન પસંદ બંગડીઓને મુલવવા માંડી.

એટલામાં અમારો રસાલો ત્યાંથી ઉપડવા માટે તૈયાર થયો. 'ચાલો ભાઈ ગાડીમાં બેસો' કહેતાં વાળંદે મને સીગ્રામમાં બેસવા સૂચના કરી. અને હું પણ મ્હારી સીગ્રામ ગાડીમાં સવાર થયો, ને અમે આગળ વધ્યા.

જેવી મ્હારી ગાડી પેલા બંગડીવાળાની નજીક આવે છે, ત્યાં મ્હારી દૃષ્ટિ સામેના મકાનની અધખુલી બારી ઉપર પડી. તડકાના

ચળકાટમાં મ્હારી દૃષ્ટિએ એ બારીમાંથી બ્હાર ઝાંખી રહેલું એક નાજુક નમણું વદન દેખાયું—જાણે કોઈ કોમળ ફૂલની કરમાએલી કળી !!! બારીમાં એ વદનને ટેકવી રહેલા શ્યામ વસ્ત્રની સોડમાં છૂપાએલા હાથને નિહાળતાં મ્હારૂં હૃદય ક્ષોભની લાગણીથી ભરાઈ ગયું.

એ હાથ સાવ ખાલી હતા: એ ચહેરાનુ ભવ્ય ભાલ કોરૂં હતું, એની અબોલ આંખો જાણે કંઇ બોલી રહી હતી.

એના ખાલી હાથ મ્હારા હૈયામાં ખટકો બની ગયા. એના કોરા કપાળે મ્હને કુદરતના કાતીલ કારૂણ્યની કલ્પના આપી. ને એ કરમાએલા વદન ઉપર પથરાએલી કાળાશને મ્હેં કલ્પી લીધી. આ કાળાશમાંય મ્હને એની અબોલ આંખોમાં આવીને થીજી ગએલાં આંસુનો ચળકાટ દેખાયો.

અને બારી ઉપર મ્હારી દૃષ્ટિ સ્થિર થાય ત્યાં તો મ્હારી ગાડી ત્યાંથી આગળ નીકળી ગઈ. તડકાના તેજે મ્હારી આંખોમાં ઝગઝળીયાં આણ્યાં, પણ દૂર દૂરથી એ ઝાંખા ઝંખવાટમાંય પણ પેલો સ્નિગ્ધતાભર્યો ચહેરો કુદરતની કાતીલ કાળાશ હેઠળ ઢંકાએલો ઝળાંઝળાં થતો દેખાયો.

એ ઘડીએ મ્હારી સામે ગાડીમાં જેટલો નમણો નિર્દોષ ને નાજુક ચહેરો મ્હારી નવોઢા મુગ્ધા પત્નીનો હતો, એટલોજ નાજુક નમણો, અને નજાકતભર્યો ચહેરો મ્હેં પેલી બારીમાં નિહાળ્યો હતો. જેની સમસ્ત નજાકત હેમંતના હિમની જેમ કુદરતના કાતીલ કારૂણ્યે કરમાવી નાખી હતી.

મ્હારા જીવનની સોહામણી પળોમાં મ્હને સંસારના આ અતિ દારૂણ પ્રસંગનાં દર્શન થયાં. ને આ દર્શને મ્હને દુનિયાની મહા દારૂણતાની કલ્પના આપી.

એ કલ્પનામાં મેં સંસારની કાળાશ કલ્પી લીધી—નિસર્ગની નઠોર નજાકતભરી 'કળાસિદ્ધિ' નિરખી લીધી !!!

# પ્રારબ્ધ અને પુરૂષાર્થ

નગરમાં કંઈ ધામધુમ નહિ, ધાંધલ નહિ, ધમાલ નહિ, ઉત્સાહ નહિ, ઉલ્લાસ નહિ, આમંત્રણ નહિ ને અપૂર્વ શાંતિથી સાવ સાદી રીતે આવડા મોટા મહાન કાશ્મીર મંડલ જેવા મહારાજ્યના ભૂપતિની એકની એક ભારે ખોટની, અત્યંત રૂપવતી રાજ કન્યાનાં લગ્ન, એકા એક સાવ સાધારણ કક્ષાના અશિષ્ટ ગણાતા ક્ષત્રિય સાથે થઇ ગયાં; એ વાત જાણી પુરજનોમાં આશ્ચર્યનું એક પ્રચંડ મોજું ફરી વળ્યું. સૌનાં દિલ અનહદ અચંબામાં ગરકાવ બની ગયાં, ને ભારે કુતુહલથીઃ—'કેવોક એ બડભાગી પુરૂષ હશે કે જેના અહોભાગ્યમાં અવની પર અજોડ એવી સૌન્દર્ય સમ્રાજ્ઞી અનંગલેખા પત્નિ તરીકે લખાઇ હશે—કેવાંક એ સાવ સામાન્ય કક્ષાના ક્ષત્રિય પુરૂષનાં પર ભવનાં તપ તપતાં હશે કે, એને આ ભવે, આટલી સરળતાથી અસાધારણ સુંદરી–રાજદુલારી સાંપડી!' એમ કહેતાં નગરવાસીઓ પ્રારબ્ધના પ્રબળ તેજસ્વી રાજકુમારી અનંગલેખાના, પતિના અહોભાગ્યનાં કુતુહલઘેલાં બની ગુણ ગાવા લાગ્યા.

આ આશ્ચર્યમુગ્ધ બનેલા નગરજનોમાં કોઇ કહેતું કે–"એક સાધારણ અશ્વપાલ સાથે રાજાએ અસાધારણ રૂપવતી અનંગલેખાને પરણાવી દીધી છે." ને કોઇ કહેતું કે–"રાજકુમારી ઉપર વૃદ્ધ રાજાનો પુણ્યપ્રકોપ ઉતર્યો છે, ને ક્રોધના આવેશમાં આવી જઇ એક કુબડા

અકુલીન ક્ષત્રિય સાથે રાજકુમારીનાં લગ્ન એની ઈચ્છા વિરૂદ્ધ એકાએક કરી નાંખ્યાં છે." ત્યાં તો કોઈ ત્રીજીજ વાત સંભળાવતું કે, "ગોનન્દ-વંશ ભૂષણ મહારાજ વાલાદિત્યે પોતાની અગાધ ઉદારતાભરી સમદષ્ટિ દાખવવા, પ્રજામાંથી ઉંચ નીચના, સાધારણ અસાધારણના, રાય રંકના ભેદ ટાળવા, પોતાની એકની એક અત્યંત સૌન્દર્યવતી, કોઈ સામ્રાજ્યની સમ્રાજ્ઞી થવા સર્જાએલી કન્યાને એક સામાન્ય પ્રજાજન જેવા ક્ષત્રિય પુરૂષ સાથે પરણાવી છે."

ચૌટામાં ચોકમાં, સુરાગારમાં ને સાર્વજનિક મનોરંજનના સ્થળોએ આ વાતે ભારે ચર્ચા જગાવી હતી. જેમ આ વાતો કરનારી વ્યકિતઓ ભિન્ન ભિન્ન હતી તેમ એમની વાતો પણ ભિન્ન ભિન્ન અર્થ ભરેલી હતી. પુરજનોમાં જેને જેમ લાગ્યું, તેવા પ્રકારની વાતો વ્હેતી કરવા લાગ્યું, પરંતુ આ બધાંમાં સત્ય શું છે એની કોઇનેય પુરી ખબર ન્હોતી, રાજ્યનો અધિકારી વર્ગ–રાજપુરૂષો જ્યાં સંપૂર્ણ વિગતથી વિદિત નહોતો ત્યાં આ સામાન્ય પ્રજાજનો તો ક્યાંથી હોય ? લોકોની આ તીવ્ર ઉત્સુકતાએ નગરમાં અનેક પ્રકારના તર્ક–વિતર્કો જગાવ્યા હતા.

* * *

આજ સ્હવારથી નગરવાસીઓ અપૂર્વ ઉત્સાહમાં આવી ગયા હતા, કારણ કે, આજની રાજસભામાં મહારાજ બાલાદિત્ય ઉત્સુક જનતા સમક્ષ રાજકુમારી અનંગલેખાના લગ્નનો સંપૂર્ણ ઉલ્લેખ પોતાના વ્યાખ્યાનમાં કરવાના હતા.

સભાનો સમય થતાં વર્ષાઋતુના વ્યોમમાં અષાઢી મેઘ ઉમટી આવે એમ જિજ્ઞાસુ જનસમુહ સભા ખંડમાં આવી પોત પોતાના સ્થાને ગોઠવાઇ જવા લાગ્યો હતો. સભામાં કેટલાક સૌન્દર્ય સ્વામિની અનંગલેખા પ્રત્યેની અપાર લાગણીના પ્રવાહમાં ખેંચાઇને આવ્યા હતા. કેટલાક નિસર્ગની સમસ્ત નજાકત જેવી, નવોઢા સુંદરી ઉપર ઉતરેલી કરૂણ કઠોરતાની નિષ્ઠુરતા નિહાળવા આવ્યા હતા. જ્યારે કેટલાક તો વચે

પહોંચેલા વૃદ્ધ રાજવીની પ્રજાવત્સલતાને અપાર ઔદાર્યની સરલતાનાં દર્શન કરવા આવ્યા હતા.

આજે સભાખંડમાં જિજ્ઞાસુ જનતાએ ભારે કોલાહલ મચાવ્યો હતો. એમની આતુરતા એકદમ ઉત્કટ બની હતી. ને આ ઉકળેલા માનવ સમુદાય વચ્ચે જેમ મેઘ ગગડે એમ છડીદારનો પોકાર ધ્વની આવ્યો; "ગોનન્દ વંશભૂષણ પરમ ભટ્ટાર્ક મહારાજ વાલાદિત્ય પધારે છે." ત્યાં તો સિંહ દ્વારમાંથી કોઇ તેજપુંજ ચમકે એમ એક તેજસ્વી વ્યકિતએ પ્રવેશ કરતાં બે હાથ જોડી ભારે ચપળતા પુર્વક સિંહાસન તરફ દૃઢ પગલાં ભરવા માંડયાં, આ વ્યકિતને જોતાં સભાજનો એકદમ શાંત બની ગયા, ને ઉભા થઇ આગાન્તુકનું અભિવાદન કર્યું. રાજાએ સિંહાસન ઉપર આસાન લીધું ને એની પાછળ આવતાં–એક શ્યામ વર્ણનો ઠીંગણો યુવાન ને ચંદ્રલેખા જેવી યુવતી સિંહાસનની બન્ને બાજુના સુવાર્ણાસનો પર બિરાજયાં.

સભામાં પહેલાં પોતાની પ્રતિભા પાડતાં મહાઅમાત્ય ખડગે ઉભા થઇ, ને જનસમુહ ઉપર એક ઝીણી અર્થ ભરેલી દ્રષ્ટિ નાંખી; એણે રાજકુમારી અનંગલેખાના પતિનો ઉત્સુક જનતાને પરિચય આપ્યો. ત્યારપછી મહારાજ વાલાદિત્ય ઉભા થયા ને ઉંડે ઉતરી ગએલી પોતાની આંખોને ખેંચી એક પ્રતાપી દ્રષ્ટિ સભાજનો ઉપર નાંખી.

કાશ્મીરાધિપ મહારાજ વાલાદિત્યની આ પ્રતાપી દ્રષ્ટિ પડતાં એમના પ્રભાવ આગળ જનસમુહ નાનો થતો હોય એમ લાગતું હતું. રાજાએ ધીમેથી પણ સ્પષ્ટ અવાજે બોલવા માંડયું : "મહાનુભવો ! આપની રાજલક્ષ્મીને મ્હારી પુત્રી..." કહેતાં રાજાનો સ્વર સ્હેજ લથડાયો. પણ એમણે એક ક્ષણ માત્રમાં ગળુ ખંખેરી સ્વસ્થતા પ્રાપ્ત કરી દૃઢતાથી બોલવા માંડયું:– "...નાં એકાએક સામાન્ય નાગરિક સાથે લગ્ન થએલાં જાણી આપ આશ્ચર્ય અનુભવતા હશો...પણ એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી, માત્ર પસંદગીમાં રહેલો દષ્ટિભેદ છે. આપણો એક પ્રકારનો વ્યર્થ દંભ છે; આ દંભના પટને મેં ભેદયો છે; એટલે

શિષ્ટ સમાજ કદાચ સંકોચ અનુભવતો હશે; પણ એમાં સંકોચ કરવા જેવું કંઇ નથી. માનવી જીવનમાં સામાજીક કક્ષા, પદ, ને શ્રેણી પોતાના સંસ્કાર બળે પ્રાપ્ત કરે છે, પુરુષાર્થદ્વારા જીતે છે, એ કોઇના જન્મ સાથે આવતાં નથી. આથી જો આટલું સત્ય આપ સર્વ સ્વીકારશો તો દુર્લભવર્ધન આપને અશિષ્ટ પુરૂષ નહિ લાગે, એ પણ શિષ્ટ જણાશે. કેમકે કે જે વ્યકિતએ પોતાની અપાર પ્રજ્ઞા દાખવી એક સામાન્ય અશ્વપાલના પદેથી અશ્વાધ્યક્ષની પદવી મેળવી છે, અને એનામાં પુરૂષાર્થ ખેડવાનું પરિબળ છે તો એ રાજ વંશીય વ્યકિત જ બનશે. એમની પ્રજ્ઞા એટલી પ્રબળ છે કે જેની પરવશતામાં મ્હેં એમનું નામ પણ પ્રજ્ઞાવર્ધન પાડયું છે. યોગ્યતા છે તો જરૂર એ આગળ પ્રગતિ કરશે. ફક્ત મ્હેં તો તક આપવાની ફરજ બજાવી છે." રાજાના ભાવ હિન કંઠમાં ભાવ ઉભરાઇ આવ્યો. ને શ્વાસ લઇ આગળ બોલવા માંડયું..."મહાનુભવો ! મ્હારા આ કૃત્યમાં આપ ને રાજલક્ષ્મીના અનીષ્ટનો ભાસ થતો હશે, પણ મને તો એમાં ઇષ્ટજ દેખાય છે. કારણ કે આપની અતિ પ્રિય રાજલક્ષ્મી અન્ય સ્થળે વળાવી હોત–કોઇ રાજવંશી રાજેન્દ્ર સાથે પરણાવી હોત, તો એ પેલા સિંહાસનપતિના ચરણોમાં ઝુકી જઇ ત્યાંની સમૃદ્ધિ ને અપાર વૈભવમાં રોળાઇ જાત! જે અજોડ સોંદર્યનાં આપ નિત્ય દર્શન કરો છો એ સૌંદર્યને વૈભવમાં વિલીન થતું અટકાવવા માટે; આપના સ્નેહજલનના સિંચનથી ઉજ્જવલ રહે એ મંગલ કામનાથીજ આપને આ અસમાન લાગતો સંયોગ મ્હેં કરાવ્યો છે. જે અસમાન નથી પણ સમાન છે. કારણ કે માનવ જીવનમાં દેહના સન્દર્ય કરતાં દેહીનું સૌન્દર્ય ચિરંતન દેદીપ્યમાન રહે છે. જે ભૂમિ આપણી જનનિ છે, એ સમસ્ત કાસ્મીર મંડલ માતા પાર્વતીનું છે. જેમણે જીવનમાં બાહ્ય સૌન્દર્ય ને આંતર સૌન્દર્ય પાસે તુચ્છ ગણ્યું છે–દેહ કરતાં દેહીના રુપને અતિ ભવ્ય માન્યું છે, ને એટલા માટે જ આપણી પાર્થિવ દૃષ્ટિએ વિરુપ લાગતા ભગવાન ભૂતનાથના

બાહ્ય સ્વરુપને વિસરી જઇ, એમના "સત્યં શિવં સુંદરમ" જેવા આંતર સ્વરુપને ઓળખી પોતાની જાતને શંકરના ચરણમાં સમર્પી દીધી હતી. આ પાર્થિવ જીવનમાં એમની અપાર્થિવ દૃષ્ટિએ મેળવેલો એ દિવ્ય વિજય છે. ને આ વિજયમાં રહેલી ભાવના, કેટલી ભવ્ય ને રમ્ય છે! એમની એ અદ્દભુત ને અમર રમ્યતાની જેમ રાજલક્ષ્મી અનંગ-લેખાની રુપશીખા ઉજજવલ રહે; એ મંગલ કામનાથી જ આ સંયોગ કર્યો છે. સ્ત્રી અને પુરુષના જીવનની પરસ્પરના અભાવની પૂર્તિ એટલેજ લગ્ન!!! આ લગ્નમાં હવે અસમાનતા કયાં છે? મને આશા છે કે જેવી આપની રાજલક્ષ્મી પ્રત્યે મમતા છે તેવીજ મમતા વત્સ પ્રજ્ઞાવર્ધન પ્રત્યે રાખશો એવી માને આશા છે." કહેતાં રાજાનો કંઠ એકદમ ધીમો પડી ગયો: "અસ્તુ મ્હારે આટલી જ વિજ્ઞપ્તી કરવાની છે." કહી મહારાજ વાલાદિત્ય સિંહાસન ઉપર બિરાજયા.

રાજાના આ વાણી પ્રવાહમાં પુરજનોનો ઉકળાટ ઓગળી ગયો. એમની ઉત્સુકતા સંતોષાઈ હોય એમ એકદમ "ગોન્નદ વંશભુષણ મહારાજ લાલાદિત્યનો જય...! રાજકુમારી અનંગલેખાનો જય"ના જય નાદોએ સભાખંડને ગજાવી મૂકતાં; લોકો હર્ષોલ્લાસમાં સભાખંડની બહાર નીકળવા લાગ્યા.

રાજસભાના સિંહદ્વારના શ્વેત સોપાન ઉતરતા મહારાજ વાલાદિત્યના ચ્હેરાનો રંગ કંઇ નિરાળો જ હતો. એમાં વૃદ્ધાવસ્થાની વિલીનતા ને બદલે વિજેતાનો પ્રચંડ ઉત્સાહ ઝળકતો હતો. જાણે કોઇ ચિરવાંચ્છિત ન લાધ્યું હોય એમ એમની ઉંડે ઉતરેલી આંખોમાં અથોક આનંદ ને સંતોષની શાંત જયોત પ્રકટી રહી હતી. ઝપાટા બંધ પગથીયાં ઉતરી મહારાજ નીચે ઉભેલા રથમાં સવાર થયા ને સારથિએ રથને હંકાર્યો.

હવામાં હંસ ઉડે એમ વાયુ વેગે રથના અશ્વો ઉડી રહ્યાં હતા. ને રથમાં બેઠેલા રાજાનું મન હર્ષોલ્લાસમાં અશ્વોના વેગની સ્પર્ધા કરતું હોય એમ કલ્પનામાં ઉડી રહ્યું....રાજાનું ચિત્ત વિચાર ઝોલે

ચઢ્યું...ને, આજથી સોળ વર્ષ પહેલાં સાંભળેલા શબ્દો એની સ્મૃતિમાં સજીવ થવા લાગ્યા...એના ચિત્તાકાશમાં સચિત્ર બનીને ચમકી રહ્યા–"રાજન આ રાજકન્યાનો પતિ આ ભૂમિનો ભૂપાલ થશે ને આપના દેહાંત પછી ગોનન્દવંશનો અંત આવશે." રાજકુમારી અનંગલેખાના જન્મ સમયે જન્મકુંડળી માંડી એક વિખ્યાત જ્યોતિષીએ ઉચ્ચારેલી આ ભવિષ્યવાણી હતી. આ ભયંકર વાણીને સાંભળ્યા પછી એની ભયંકરતાને ભુંસી નાખવા–એની સાર્થકતાને અસાર્થક કરવાનો રાજાએ મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો; અને એ સંકલ્પની સિદ્ધિ અર્થે પોતાનું એક માત્ર સંતાન–અનંગલેખાને કોઇ રાજવંશી સાથે નહિ, પણ એક સામાન્ય અશ્વપાલ સાથે પરણાવી હતી.

સંસારમાં જ્યારે માનવી સ્વાર્થ વિશ બની જાય છે ત્યારે એના હૃદયમાં લાગણી–શૂન્યતા જન્મે છે. ને આમ લાગણી–શૂન્ય બનેલા રાજાના હૃદયને પોતાની અદ્દભુત સંકલ્પ–સિદ્ધિ, સ્વાર્થ સિદ્ધિ સાંપડેલી જોઇ પેલી ભૂતકાળની ભવિષ્ય વાણી ઉપર–અતિતની અળખામણી યાદ ઉપર હસવું આવ્યું; ને એકાએક ઉત્સાહના આવેશમાં આવી જઇ–"...આ ભુમિનો ભૂપાલ થશે!...આ જન્મે તો હવે મ્હારો જમાઇ ભૂપતિ થઇ રહ્યો......એ નિર્માલ્યમાં એટલું સામર્થ્ય ક્યાં છે, કે એ સિંહાસનપતિ થાય?" ના ઉદગાર સાથે જોરથી હસવા માંડ્યું–જાણે કોઇ પ્રેતાત્મા ન હસી રહ્યો હોય!!! આ અમાનુષી ઉપહાસનો કર્કશ ધ્વનિ રથે જોડેલા અશ્વોના કંઠમાં રણકી રહેલી ઘુંઘળમાળના મધુર રણકારને સ્હેજ ઘેરો બનાવી શમી ગયો.

આ નિષ્ઠુર ઉપહાસમાં, રહેલી ઉર્મિ–શૂન્યતા પ્રત્યે નફરત દર્શાવતા હોય, એમ શ્રમિત રવિરાજ પશ્ચિમ આકાશની અટારી ઉપર રોષની રાતી સુરખી વેરી રહ્યા હતા, ત્યારે અનંગલેખા પોતાના જીવનની રંગભૂમિ ઉપર અકસ્માત ખેલાએલા અણચિંતવ્યા–અપરિચિત પ્રસંગના પ્રત્યાઘાતમાંથી ઝરતા મધુર સ્પન્દનને હૈયામાં ભરી પોતાના સખિવૃંદ સાથે રાજમહેલના ઉદ્યાનમાં પડતા એક ભવ્ય ગવાક્ષમાં આવી ઉભી હતી.

અંધારી રાત્રીએ શુક્ર-તારો ચમકે એમ અનંગલેખા એના સખિવૃંદમાં શોભી રહી હતી. હાસ્ય, વિનોદની શૃંગારભરિત વાતોએ ચઢેલી આ નવયૌવના નવોઢાની ચકોર દ્રષ્ટિ ઉપવનના સરોવરમાં તરતાં ઉજળાં રાજહંસ પર સ્થિર બની; ને એના સારિકા શાં શુભ્ર નેનોમાં માર્દવતા ચમકી ઉઠી. રાજહંસની રસકેલી નિહાળી એના અબાધિત યૌવનભર્યા હૈયામાં એક ઉર્મિનું તરંગ ઉછળ્યું, ને ઉત્સાહમાં આવી જઈ: "અલી! ચારૂલતા જો પેલું હંસ-યુગ્મ કેટલું રૂપાળું લાગે છે—એમની રસકેલીમાં કેટલી સુંસવાદી રમ્યતા છે!" કહેતાં ચારુલતાને સ્હેજ આગળ ખેંચી હંસ પ્રતિ અંગુલિ નિર્દેશ કર્યો.

"હાં? દેવી જોડું તો રૂડું છે, પણ એમની સુસંવાદી રમ્યતા હૃદયને પ્રજાળે છે." ગ્લાનિ-યુક્ત સ્વરે ઉત્તર આપતાં ચારૂલતાએ એક નિશ્વાસ મુકયો; ને એના ઉજજ્વલ ચ્હેરા ઉપર એકાએક વિષાદની આછી વાદળી ઉપસી આવી. મ્લાન બનેલો સખિનો ચહેરો જોઈ અનંગલેખાના અંતરમાં કંઈક આશંકા...કંઈક કુતુહલ...ને કંઈક જિજ્ઞાસાના પ્રબલ ભાવ-તરંગો જાગ્યાં; ને એના આવેગમાં એણે સાહજિક પ્રશ્ન કર્યો.—"કેમ અલી? શાથી હૃદય પ્રજાળે છે?"

"કંઈ નહિ, અમસ્તાંજ!"

"કંઈ નહિ કેમ? કહે તો ખરી...!" આગ્રહ દર્શાવતાં અનંગલેખાએ ચારુલતાના ચિન્તાગ્રસ્ત ચહેરા ઉપર પોતાની આતુર દ્રષ્ટિ સ્થિર કરી.

"દેવી સર્જનહારે સૃષ્ટિમાં આ રમ્યતા જેટલી એ પક્ષીઓ માટે સુલભ રચી છે, એટલીજ માનવી માટે દુર્લભ બની છે. એમના જીવનમાં જેમ સરળતા-સ્વતંત્રતાનો આહ્લાદ ભર્યો છે, એને બદલે આપણા જીવનમાં નિયંત્રણની કુટિલતા, ને શાસનની શૂન્યતા છે. ને એથીજ પેલી રમ્યતા નિહાળી હૃદયમાં શૂળ ભોંકાતું હોય એવું ઝીણું દર્દ થાય છે." કહેતાં ચારૂલતાના ખિન્ન બનેલા કંઠમાં નિખાલસતા આવી"જુઓને દેવી; અમને મનમાં એવા ભવ્ય મનોરથ હતા કે અવની પર અજોડ એવા રૂપ-લાવણ્યવંતી અમારી રાજકુમારીના

લગ્નનો ભવ્ય સ્વયંવર-મંડપ રચાશે, જેમાં દેશદેશાંતરોના નૃપતિઓ પધારશે, ને એમાંથી કોઇ શુરવીર, સ્વરૂપ સુંદર સિંહાસપતિ માનવ સૃષ્ટિના અદ્‌ભુત સૌન્દર્યને જીતવા અપૂર્વ પરાક્રમ દાખવશે...! ને એ વિક્રમ પર વારી જઇ-મુગ્ધ બની, સૌન્દર્ય સમ્રાજ્ઞી રાજકુમારી સ્વેચ્છાથી પોતાની જાતનો-સમસ્ત સૌન્દર્યનો સ્વામિ પેલા પરાક્રમી પુરૂષને સ્થાપશે. પણ...? એ બધું તો માત્ર જિન્દગીના અન્ધકારમાં એક દિવાસ્વપ્ન બની ઉડી ગયું...અને....?" એકદમ એનો કંઠ ભરાઇ આવ્યો. એનો સ્વર રુંધાવા લાગ્યો ને બોલતાં અટકી ગઇ.

અનંગલેખા...! સખિના આ સંવેદનાત્મક શબ્દો સાંભળી એના ઉપર વીજળી પડી હોય એમ એકદમ સ્તબ્ધ બની ગઇ; ને જીવનના કોઇ અજ્ઞાત પ્રદેશમાં ઉતરી આવી હોય એમ ઉંડી ગહનતામાં ઉતરી ગઇ. પલભર એના સૌન્દર્યોપાસક, શંગારભરિત અંતરમાંથી પિતાએ સ્થાપેલા અપાર્થિવ આદર્શની ઉજ્જવલ સ્મૃતિ વિસરાઇ ગઇ....ને એના હૃદય-મંદિરમાં સ્થપાએલી દુર્ભવર્ધનની વિરૂપ પ્રતિમા ખડી થઇ... આ વિરૂપતા એના સૌન્દર્યની ઘોર પ્રવંચના કરતી હોય એમ એકદમ ભયવિહ્વલ્લ બની ધ્રુજી ગઇ. અને આ વિહ્વલતાની દુઃસહતામાં વિકલ બની એકદમ અંદરના ખંડમાં ત્વરિત-ગતિએ દોડી ગઇ. જતાં જતાં એનો શિથિલ પદધ્વનિ ગવાક્ષમાં માત્ર એના હૈયામાં જાગેલા લાગણીના પ્રચંડ તુફાનનો-હૃદયમંથનનો પ્રતિઘોષ પાડી ગયો.

સમયના પ્રવાહ સાથે આ પ્રતિઘોષ પણ વહી ગયો. આ વિસ્મયજનક વિચક્ષણ ઘટના લોક જિહ્વા પર ક્ષણિક આયુષ ભોગવી વિસ્મૃતિમાં વિલીન બની ગઈ.

* * *

સંસારમાં જે અસાધારણ છે, અલૌકિક મનાય છે; એ જો કોઈ સાધારણ વ્યક્તિને સુલભ થાય તો એના જીવનનું એ અસાધારણ ને અલૌકિક આરાધ્ય બની જાય છે. આવું અસાધારણ રૂપ-લાવણ્યવંતુ જીવનને ધન્ય કરનારૂં સ્રીત્ન. પોતાને સરળતાથી સાંપડેલું

જોઇ, એના પ્રત્યે દુર્લભ–પ્રજ્ઞાવર્ધનના અંતરમાં અસાધારણ શ્રદ્ધા–ભક્તિના અસ્ફુટ ભાવાંકુરો જાગ્યા. સંસારનું એ શુચિ સ્ત્રીત્વ એનું અદ્રષ્ટ અરાધ્ય બની ગયું–અદીઠ રીતે એના જીવનનું નવચેતન બની ગયું. આ ચૈતન્ય શક્તિના અદમ્ય ઉત્સાહે એની સુષુપ્ત પ્રજ્ઞાને બેઠી. કરી–એનામાં અપૂર્વ ને અજોડ કર્તવ્ય નીષ્ઠા, નીતિને નિખાલસતા પ્રકટયાં; એના પ્રબળ પરિબળે આ સાધરણ વ્યક્તિમાં અદ્ભુત આત્મગૌરવને ઉજાળનારી અસાધારણ શક્તિ ઉદ્ભવી. આ અગાધ બુદ્ધિ વૈભવની તેજ પ્રભાએ એની આસપાસ અસાધારણ વ્યક્તિત્વનું વર્તુલ રચ્યું. ને આ વિરલ વ્યક્તિત્વની ગૌરવ પ્રભામાં એ પ્રજ્ઞાવર્ધનના લોકપ્રિય નામે જનતામાં પ્રસિદ્ધ બની ગયો.

શાસન, સંયમ ને સહૃદયતામાંથી સર્જાએલી પ્રજ્ઞાવર્ધનની લોકપ્રિયતા એટલી પ્રતિષ્ઠાવંત–માનવંત હતી કે રાજના ઉંચ પદસ્થ. અધિકારી વર્ગમાં પણ એવી લોકપ્રિયતા પ્રાપ્ત કરવા સ્પર્ધા જાગી હતી. એમના અંતરની ગહનતામાં પ્રજ્ઞાવર્ધનની લોકપ્રિયતા માટે અસુયાની અનિષ્ઠ લાગણી જન્મી હતી, છતાંય જેની ગ્લાનિમાં એમને આ ગૌરવહિન, સામાન્ય પુરૂષના આબાધિત ને અગાધ વર્ચસ્વને સ્વીકારી એની મુક્ત કંઠે પ્રશંસા કરવી પડતી.

પ્રજ્ઞાવર્ધનની દૈનિક–દીનચર્યા એટલી સંકલિત ને સુવ્યસ્થિત હતી, કે એમાં રાજકાર્યો સિવાય અન્ય કોઇ અંગત કાર્યને અવકાશ ન્હોતો. અવકાશના અભાવે એના જીવનમાં રાજવંશી સમધ્ધિના અપાર શૃંગારિક કાર્યક્રમોને ગૌણ સ્થાન મળતું. એના સરળ જળસ્રોત જેવા જીવનમાં વિલાસિતાને કોઇ વિશિષ્ઠ સ્થાન ન્હોતું. અને કદાચ અવકાશ ઉપલબ્ધ થતો તો પોતાની અકિંચનતાનું આ અસાધારણ વાતાવરણમાં મહાન મૂલ્યાંકન થયું હોય–એને અહોભાગ્ય લાધ્યું હોય એવા અદૃષ્ટ ઉપકારની ઉર્મિ વિવશતામાં આનંદ વિભોર બની એનું હૃદય અનન્ય ભક્તિભાવે, અસાધારણ નારીત્વ પ્રતિ અદ્રષ્ટ રીતે નમી જતું. ને પોતાના જીવનને ધન્ય કરનારી પોતાની જીવન સહચરી–અવનીના

અદ્વિતિય અલંકાર જેવી રુપરાણી અનંગલેખાના ચરણોમાં પોતાની સમસ્ત ભાવનાનાં કુસુમો ધરતો, એ અસાધારણ રૂપ-લાવણ્યવંતી રમણીના રંજનાર્થે પોતે અસાધારણ શ્રદ્ધાએ આરાધના કરતો. અને એની આ ઉપાસના-પૂજા એટલી એકનિષ્ઠ ને અખંડ હતી કે એના સત્કારનો વિચાર સરખોય અંતરમાં ઉદ્‌ભવતો નહિ.

પરંતુ અનંગલેખા...! જેણે અત્યાર સુધી પોતાની જીવનવેલને અપાર રાજવંશી સમદ્ધિ ને અનહદ વૈભવની નિરંકુશ વિલાસિતા વડે શણગારી છે. જીવનમાં માત્ર પાર્થિવ સુખોપાસના કરી છે-શૃંગાર-ભરિત ભાવે સૈન્દર્યોપાસના કરી છે, એ રાજદુલારી પ્રજ્ઞાવર્ધનની આ અપેક્ષિત આરાધનાની એકનીષ્ઠ ઉર્મિને કયાંથી પિછાની શકે? પોતાના સંસાર જીવનમાં લૌકિક સુખોપાસના ઉપરાંત કોઇ અદીઠ રીતે અલૌકિક ભાવનાના અગોચર સ્નેહ-દીપ ધરી રહ્યું છે; એ એની પાર્થિવ દ્રષ્ટિ કયાંથી નિહાળી શકે...? ને એ પૂજામાં પુનિત ભાવના-પુષ્પો કોઇ અપાર્થિવ ભાવે ચઢાવી રહ્યું છે એ અનંગલેખાની પાર્થિવ-દ્રષ્ટિની પામરતા કયાંથી પ્રીછી શકે...?

...કારણ કે એ સિવાય નિસર્ગની નજાકત જેવા અનંગલેખાના નારી હૃદયમાં અવગણનાની ઉપહાસભરી આટલી નિષ્ઠુરતા પ્રકટ રીતે જન્મે નહિ....!

સૃષ્ટિમાં રંગભરી રાત્રી આવે છે, ને નવજુવાન દંપતિના શયન-ખંડમાં રંગીન ખુશનુમા વાતાવરણ ખડું થાય છે. ત્યાં માર્દવતા-ભરી મોહક હવા જામે છે. શયનખંડને રસભર્યા, રંગીન હાસ્ય વિનોદનો મધુર રણકાર ગજાવી મૂકે છે, જે બહાર કદાચ ભાગ્યેજ ઉડતો હશે. પરંતુ આ નવપરણીત દંપતિના શયનખંડમાંથી હજી એવો રણકાર ઉઠયો નથી, એના ઉપર એવી રંગભરી રાત્રી ઉતરી નથી, માત્ર ત્યાં તો જંપી ગએલા જગત જેવી શાંત નિરવતાજ પ્રસરી રહેતી.

પ્રહર રાત્રીવીત્યે શયનખંડમાં પ્રજ્ઞાવર્ધન કર્તવ્યથી નિવૃત થઇ વિશ્રાંતિની આશા સાથે આવતો: ત્યારે એની પત્નિ-અનંગલેખા નિદ્રાના

ખોળે ઝુલતી હોય એવો દેખાવ કરી શૈયામાં પડી રહેતી. આ ખંડમાં કદિ પ્રેયસીની પ્રતિક્ષા કે પત્નિનો પ્રેમ ભર્યો આવકાર દેખાતો નહિ. નવોઢાનું નિમંત્રણ કે નવયૌવનાનો ઉમળકો ઉછળતો નહિ. યુવાન પતિ પ્રત્યે પત્નિ તરફથી ઉમંગ, ન્હોતો આવાહન ન્હોતું, માત્ર ઉપવનમાં વ્હેતા શીત સમીરની શીતળતા દેખાતી. હૈયાને ઠારી દે એવી આ શીતળતામાં પ્રજ્ઞાવર્ધન પોતાના સંસાર જીવનનો આ વિષમ ગરલ–ઘુંટ શાંત ભાવે પી જઇ, કોઇ મુમુક્ષુની તટસ્થતાથી પોઢેલી પત્નિના વિશ્રામમાં ભંગ ન થાય એ વૃત્તિએ અનંગલેખા પ્રત્યે એક અમી ભરી દૃષ્ટિ નાંખી શૈયાનું શરણ સ્વીકારતો.

રાત્રીના બીજા પ્રહરનો ચંદ્ર આકાશે ચઢયો છે, ને એની ધવલ ચાંદની પ્રાસાદના ઉપવનમાં રજત ફરસબંધી બાંધી રહી છે, ત્યારે શયનખંડમાં પ્રજ્ઞાવર્ધન પ્રવેશ કરે છે. ને ખંડના દ્વારમાંથી એના દેહનું પ્રતિબિમ્બ સામે આવેલા અરિસામાં પડે છેઃ પ્રતિબિમ્બ જોઇ શૈયામાં જાગતી પડેલી અનંગલેખાથી એની વિરૂપતા ઉપર એકદમ હસી દેવાય છે. ને આ ગુપ્ત હાસ્ય ખંડની દિવાલો સાથે અફળાઇ એનો પ્રતિઘોષ પ્રજ્ઞાવર્ધનના કાને પડે છે. હાસ્ય સાંભળી પ્રજ્ઞાવર્ધનના પગ દ્વારમાં સ્થંભી જાય છે. જાણે એના હૈયા ઉપર કોઇએ અકસ્માત મર્મ ઘા ન કર્યો હોય! પલભર આ પ્રત્યાઘાતની વેદનામાં પ્રજ્ઞાવર્ધનની સમસ્ત કાયા એકદમ કંપી ઉઠે છે પણ એ સ્વસ્થ બની આગળ વધતાં—"એ વિરૂપતા ને હસવા કરતાં એના વિશ્વકર્માને હસો કે જે તમારા દેહનું આટલું અગાધ રૂપ–લાવણ્ય ઘડયું છે એણે જ આટલી વિરૂપતા સર્જી છે. એટલે અવશ્ય એનું કોઇ ઉંડે રહસ્ય સમાએલું હશે નહિ તો આપણા સંયોગમાં જીવનનાં એ સાવ વિરોધી તત્વો કયાંથી?" કહેતાં એણે અંદર જઇ શીર ઉપરથી મંડીલ ઉતારી આસન પર મૂકયું : ને શૈયામાં સંકોચથી મોં છૂપાવી રહેલી અનંગલેખા પ્રતિ ઔદાર્યની અસીમ ઉજ્જવલતા ભરી એક અમી દૃષ્ટિ નાંખી.

રૂપગર્વિતા અનંગલેખા! આ સાધારણ પુરૂષને ભાવનાના ઉન્નત ગિરિકેન્દ્રે ઉભેલો જોઇ એના ઔદાર્યભર્યા સચ્ચોટ શબ્દો સાંભળી પોતે

ગર્વિષ્ઠતાના શિખર પરથી ગબડી રહી હોય એમ એકદમ આશ્ચર્યથી આભી બની ગઇ અંતરમાં પોતાની પામરતાની ક્ષુદ્રતાભરી અધમતાને અનુભવી રહી!!!

* * *

હિમાદ્રિના ઉન્નત ગિરિ–શિખરેથી ગબડી પડેલી અનંગલેખાએ ફરી એકવાર ઉંચે દ્રષ્ટિ કરી. એના જીવન–પથની વિકટ વાટ પર દ્રષ્ટિ દોડાવી પણ એની દૃષ્ટિ ગગનમાંમી બની નહિ. એની આશા-ભરી દ્રષ્ટિ એના સંસાર જીવનમાં હવે કયાંય સ્થિર બની નહિ. એને સર્વત્ર અધમતાજ ભાસી. ને મૃગજળની હતાશા સાંપડી હોય એમ જીવનમાં ચારેકોર વેરાનની ઉજ્જડતા ને અંધકાર દેખાયો. આ અંધકારમાંય એ એકલી આથડી રહી એમ સાથી વિહોણી સાવ અટુલી દેખાઇ. એના ગભરૂં હૃદયમાં સંસારની લાગણીવિવશતાના કરુણ ગાનના ઘેરા સૂરો જાગ્યા. આ કરુણ ગીત ધ્વનિ ત્યારે જાગે છે જ્યારે માનવીના હૃદયની ઉર્મિ આવેગભરી ને એનું યૌવન નિરંકુશ બની જાય છે. આ સુરોએ અનંગલેખા જેવા જ્ઞાત યૌવનાનું અબાધિત યૌવન એકદમ જાગ્રત કર્યું...!

અને છેલ્લા બે એક દિવસથી અનંગલેખાના હૃદયમાં કોઇ અણદીઠ વેદના શલ્ય બની ભોંકાઈ રહી હતી. એને એકલતા સાલી રહી હતી. એનું પ્રફુલ્લ રહેતું ચિત્ત આજે ડામાડોળ બન્યું હતું...ને એના ડામાડોળ હૈયામાં ઉંડે અતિ તીવ્ર વેદના થતી હતી, દર્દ ડંખી રહ્યું હતું. પણ એની સૂક્ષ્મતા એનાથી પામી શકાતી નહોતી. આ વેદનાને વિસરવા– નૈસર્ગિક રમ્યતાના ઉલ્લાસે ઉરને ભરવા અનંગલેખા આજે નમતી સંધ્યા થતાં સરોવરમાં નૌકા-વિહારે નીકળી હતી.

કુદરત માનવ હૃદયની આ કરૂણતાનો ક્રૂર ઉપહાસ કરતી હોય એમ આજે નવોઢાનો માર્દવતાભર્યો નવીન સ્વાંગ સજી હસી રહી હતી. પ્રકૃતિ સુંદરીએ સાવ નૂતન વસ્રો પરિધાન કર્યાં હતાં. ને પરિમલ ભરી

પુષ્પ કુંજો વાતાવરણમાં કોઈ અજબ મઘમઘાટ ભરી રહી હતી. ઉજળાં રાજહંસો સરોવરનાં ચકચકિત નિર્મળાં નીર પર ખેલી રહ્યાં હતાં વાતાવરણમાં ચારેકોર અદ્ભુત રમ્યતા...રસિકતા નીતરી રહી હતી. નાવમાં બેઠેલી અનંગલેખા આ અદ્ભુત રમ્યતા...રસિકતાને અતૃપ્ત નયને પી રહી હતી...ચારેકોર વિસ્તરેલી વનશ્રીનો નૈસર્ગિક ઉલ્લાસ અંતરમાં ભરી રહી હતી પણ આ એકાંતમાં તેની અપૂર્વ રમ્યતા... રસિકતા શલ્ય બની એને ભોંકાઈ રહી...એની એકલતા એના સ્નિગ્ધ હૃદયમાં ઝેરી ડંખ બની ડંખવા લાગી. અને આ ડંખતી વિષમ વેદનાની વ્યગ્રતામાં એના સમસ્ત શરીરમાં ગ્લાનિની ભારે મંદતા પ્રસરી ગઈ. વાતાવરણની શાંત નિરવતા...એના હૃદયની એકલતાની શૂન્યતા, એને ભરખી જશે એ ઉદ્વિગ્નતામાં અનંગલેખા નાવમાં સ્હેજ ધ્રુજી ગઇ વ્યગ્રતાની મૂંઝવણમાં એણે નાવને પાછી ફેરવી...પણ ત્યાં તો એણે સન્ધ્યાના ઝાંખા ઉજાસમાં સામે કાંઠેથી આ તરફ વેગથી ધસી આવતી એક નાવ નિહાળી. આ શાંત નિરવતાને ભેદી રહેલી એ નાવ કોની હશે એ વિચારે અનંગલેખા ઘડીભર થોભી ગઇ. ત્યાં તો થોડેક છેટે રહેલી પેલી નાવમાં અનંગલેખાની જિજ્ઞાસાતુર દ્રષ્ટિએ એક પડછંદ પુરૂષાકૃતિ પડી. આ શાંત ને નિરવતાભર્યા વાતાવરણમાં પોતા તરફ એક અજાણ્યુ પુરૂષને આવતો ભાળી અનંગલેખા ભયથી સ્હેજ ખમચાઇ ગઇ, ને ત્યાં તો સામેની નાવમાંથી અવાજ આવ્યો "ગભરાશો નહિ ! હું મહામાત્ય ખડગ છું !" આ નામ સાંભળતાં અનંગલેખાનાં ભય અને સંકોચ અલોપ થયાં ને એણે પોતાની નાવને પેલી નાવની અડોઅડ લઇ જઈ ઉભી રાખી.

"અહો ! દેવી કઇ અત્યારે ?" વ્યંગમાં મંદમંદ હસતાં આગન્તુક પુરૂષે અનંગલેખાને પ્રશ્ન કર્યો.

"અમસ્તાંજ, લગીર પ્રકૃતિ દર્શને...!" કહેતાં અનંગલેખાના ગુલાબી દેહમાં ગ્લાનિની મંદ ધ્રૂજારી વ્યાપી ગઇ—ને પ્રકૃતિની નૈસર્ગિક

રમ્યતા નિહાળી વિકસ્ર થએલાં એનાં નયન નવજુવાન આગાન્તુક મહામાત્યના પ્રતાપી ચ્હેરા પર સ્થિર થયાં: એ ચ્હેરામાં એને યૌવનનો અજબ ઉત્સાહ ને પુરૂષત્વનો અદ્ભુત તરવરાટ જણાયો.

"નિસર્ગના દર્શન જ્યાં લોકો દેવીમાં કરતા હોય ત્યાં દેવીને દર્શન ઝંખના કેવી ?" કહેતાં મહામાત્ય ખડ્ગ ખડખડાટ હસી પડયો. આ હાસ્યમાં એવી મોહકતા હતી કે મુગ્ધતાથી અનંગલેખા એના તરફ નિહાળી રહી, એને આ હાસ્ય ગમ્યું; ને બોલી: "અરે ! તમે તો અજબ પુરૂષ છો...!"

"હું અજબ નથી પણ આંખોએ નિહાળું છું એ ઉચ્ચારૂં છું" કહેતાં એ પહેલાંની જેમ હસી રહ્યો...એની આંખોમાં લુબ્ધતા ચમકી રહી.

"આપની આંખો ભૂલે છે મહામાત્ય ?" કહેતાં અનંગલેખા ખડ્ગે ઉચ્ચારેલી વિચિત્ર શબ્દરચના સ્હમજવા મથી રહી. પણ એની અસરને એ કોઇ રીતે પામી શકી નહિ: ને કોઇ અપરિચિત આલ્હાદના ઉત્સાહમાં સ્થિર થએલી એની દ્રષ્ટિ એના ઉપરથી ખસી નહિ.

"જે અગાધ રમ્યતાનાં મ્હારી આંખો દેવીમાં દર્શન કરે છે એ સંસારની કોઇ સુંદરીમાં નથી; તો પછી આ જડ ભાસતા નિસર્ગમાં ક્યાંથી હોય ? આજે હું અગાધ રમ્યતાને નિહાળી મ્હારી જાતને ધન્ય થએલી માનુ છું" ઉત્તર આપતાં જીવંત પુરૂષત્વ ભર્યા યૌવનના અપૂર્વ તરવરાટથી કાશ્મીર મંડલનો મહામાત્ય સંસારની શ્રેષ્ઠ સૌન્દર્યવતી નારીના નજુક રૂપને લુબ્ધ ભાવે નીરખી રહ્યો.

અનંગલેખા નિસર્ગના સૌન્દર્ય કરતાં પોતાના નિરાળા સૌન્દર્યની આ પુરૂષ પાસેથી પ્રગટ પ્રશંસા સાંભળી જાણે કયા અજાણ્યુ સ્વપ્ન–પ્રદેશમાં ઉતરી ગઇ...જીવનનો કોઇ સંબંધ જાગૃત કરવા એ મનોમંથન કરી રહી હોય એમ મુગ્ધાનું હૃદય–મંથન એના સારિકા શાં શુભ્ર નયનોમાં ચમક્યું.

એના હૃદયમંદિરમાં પ્રતિષ્ઠિત એક પુરુષ પ્રતિમા સાથે આજે બીજી પુરુષ પ્રતિમા સ્થાપિત થઇ ચૂકી...એક પ્રજ્ઞાવર્ધન અને બીજો મહામાત્ય ખડગ ! એક પ્રતિમા સાવ સામાન્ય છતાં તેનામાં અગમ્ય એવું ઓજસ છે !....નિત્યનો સહવાસ ને સ્વાભાવિક ઊર્મિ છે. છતાં એ અંતરમાં અણુગમો ઉપજાવે છે. જ્યારે બીજીમાં પુરુષત્વનો ભવ્ય પ્રતાપ અને પુષ્પ ધન્વાનો પ્રચંડ ઉત્સાહ છે ! જે નારી જીવનનું પ્રેરક બળ નિરખી શકે છે—બની શકે છે...હૃદય સાથે મેળ મેળવી શકે એમ છે. છતાંય જીવનનો—યૌવનનો સમસ્ત અભિસાર કયા દેવના ચરણોમાં ધરવો એ વિચારની ગંભીરતામાં...મુંઝવણમાં અનંગલેખા ક્યાંય સુધી વિસ્ફારિત આંખે મહામાત્ય ખડગ સામે જોઇ રહી.

શારદાધામ કાશ્મીરનો મહામાત્ય ખડગ ક્યાંય સુધી ભારે વિસ્મયપૂર્વક અવની ઉપરની આ અસાધારણ રૂપરાણીનું હૃદયમંથન નિહાળી રહ્યો. જીવનમાં એણે અનેક મુગ્ધાંગનાઓને જીતી હતી છતાં એને આ સંસારની સર્વશ્રેષ્ઠ સુંદરી અપરાજિતા બની ધુત્કારી કાઢશે... એ વિચારે વ્યગ્ર બન્યો. પણ ત્યાં તો અનંગલેખા કોઇ અભાનાવસ્થામાંથી જાગતી હોય, કઇક મનમાં નિશ્ચય કર્યો હોય, એમ ગદ્દગદિત કંઠે બોલી—"ઝંખના છે તો જીવનમાં જરૂર પૂરી કરીશ. રમ્યતા નિહાળવી હોય તો નિત્ય પધારજો !" કહેતાં એણે એકદમ પ્રકંપના આવેશમાં હલેસું ધકેલ્યું ને ત્વરિત ગતિએ ત્યાંથી આગળ ચાલવા માંડી: એને એટલોય ખ્યાલ ન આવ્યો કે રાજ્યનો આ એક સેવક—એના પિતાનો દાસ, આ હૃદય—દૌર્બલ્યને કયો અર્થ કરશે. એ એટલુંય ન સમજી શકી કે પોતાનું આ વર્તન જીવનમાં કેવો ઉલ્કાપાત મચાવશે ?—એની નાવ ભવોદધિના કયા અગોચર ખડગ સાથે અફળાશે ? માત્ર એના હૃદયમંથનનો પ્રતિઘોષ સંભળાવી, મહામાત્યના અંતરમાં અનંગનો ઉગ્ર ઉલ્કાપાત જન્માવી એ રાજ મહેલમાં ચાલી ગઇ.

અને બીજે દિવસે પ્રકૃતિના ખોળે—એની પુનિત રમ્યતાને પતિત કરનારી માનવ પાશવતા પ્રકટી—અનંગલેખાના નિરંકુશ યૌવન અને

મુક્તવિહારે નિસર્ગની નિર્મલ નજાકતને નિર્લજ્જતાથી–નિષ્ઠુરતાથી કુંઠિત કરી એનાં કારમાં કૌભાંડ રચ્યાં.

ઝાકળના મોતી ને પ્રભાતનું પહેલું કિરણ તોડી નાખે એમ અનંગલેખાના અગાધ રૂપ–લાવણ્યથી અલંકૃત નારીત્વનું અણમોલ મોતી, યૌવનના અસહ્ય થનગનાટમાં મહામાત્ય ખડગની લુબ્ધ બનેલી લોલુપ દ્રષ્ટિએ ભાંગી નાંખ્યું. અને આ ભંગારના ખંડિત અવશેષ અનંગલેખા પોતાના અંતરમાં આવરી છેક રાજમહેલમાં લઈ આવી. મહેલના દાસ–દાસીઓને પ્રલોભનોના પરિબળે વશ કરી પોતાની વાસનાનાં–રતિ કેલીના રસખેલનો પોતાના અંતઃપુરમાં હર્ષથી કરવા લાગી. પોતાના જીવનમાં જગાડેલા અસીમ ઉલ્કાપાતને ધૈર્યના દુર્ગ પાછળ ઢાંકી, નારીત્વના નિશ્ચયાત્મક પરિબળે હૈયામાં ઝેરની તિખાશ, ને આંખમાં અમૃત ભરી માનવ સમાજના નીતિના ઘડતર ઉપર નિષ્ઠુર ઘા કરવા લાગી.

× × ×

અને ત્યાર પછી આ ઘટનાને ઘણાય દિવસો વીતી ગયા...અંતે એક રાત, ગાઢ ઉદાસીનતાનો અંચળો ઓઢી આવી હોય એમ આકાશમાં વાદળનાં ભારે ઘટાજુથ જામ્યાં હતાં. આ ઘનજુથમાં વીજળી ચમકે ને ધરતી ઉપર તેજ–રેખા ખેંચાય એમ અનંગલેખાના ઘનઘોર જીવનમાં દારૂણ દામિની ચમકી ગઈઃ વાતાવરણમાં નાગાધિરાજની સ્પર્ધા કરતો હોય એમ મેઘ ગર્જી રહ્યો હતો. ને વિશ્વકર્માના દ્વારે કોઈ વિપ્રલંભા વિરહીણીની વેદનાને રેલાવતા હોય એમ વાટિકના મયૂરો વર્ષામાં ટહુકી રહ્યા હતા. આ સમયે અનંગલેખા એના અંતઃપુરમાં એકલી હતી. એનો પતિ પ્રજ્ઞાવર્ધન કોઈ અગત્યના રાજકાર્ય માટે બહાર ગયો હતો, ને પ્રભાત સુધીમાં એ પાછો ફરે એમ નહોતો. એટલે આ એકાંતને–એકલતાને પોતાના આરાધ્ય દેવના ઉત્સાહ ભર્યા રસ–ખેલને ભરી દેવા દૂત દ્વારા ખડગને અંતઃપુરમાં બોલાવ્યો હતો.

પરન્તુ પાછલી રાતે જ્યારે રાજકાર્યથી નીવૃત થઇ પ્રજ્ઞાવર્ધન પોતાના અંતઃપુરમાં આવ્યો, ને પત્નિના શયનખંડમાં જતાં એણે ઝાંખા ભૂરા પ્રકાશમાં માનવ હૃદયમાં વસેલી બીભત્સતા ને નગ્ન સ્વરૂપે નીહાળી દ્વારમાંજ એ એકદમ ચોંકી ગયો......અનંત લેખા સંસારના સતીત્વની ઘોર અવહેલના કરતી હોય–નારીત્વની નિર્લજતા પ્રદર્શીત કરતી હોય, એમ મહામાત્ય ખડગના પ્રગાઢ આલીંગનમાં જકડાઇને પડી હતી. જ્યારે ખડગ એનો પ્રેમીક પોતાના આ 'હીણુ–કૃત્ય'ને નફ્ફટાઇ-ભર્યા સ્મિતથી સત્કારી રહ્યો હોય, એમ નિંદ્રામાં નિશ્ચીંત પોઢી રહ્યો હતો.

શયનખંડમાં પ્રવેશતાં એકદમ ચોંકી જઇ દ્વારમાં ઉભેલા પ્રજ્ઞાવર્ધનના હૃદયમાં આ પાશવતા માટે પ્રતિહીંસા જાગી. પ્રલયની પ્રચંડતા એની રંગોમાં ઉછળી; ને પ્રચંડ ઉન્માદમાં સમાજ–શાસનના આ શત્રુઓ–અપરાધીઓને નિદ્રીત અવસ્થામાંજ પૂરા કરવાની એનામાં પ્રબળ વૃત્તિ થઇ આવી. ને એનો હાથ કટી ઉપર લટકી રહેલી તલ્વાર પર ગયો. પરન્તુ એના ક્રોધથી દુષીત બનેલા કલેજામાં ક્યાંથી એકદમ અપૂર્વ કારૂણ્યના અબાધીત અંકુરો જાગ્યા. એની રોષથી રાતી બનેલી આંખોમાં અનુકમ્પાનાં અદૃષ્ટ ઝળઝળીયાં આવ્યાં. ને ભગ્નાશ હૈયે પોતાના ખંડિતસંસારના અવશેષને અતુલ ધૈર્યથી નીહાળી રહ્યો. ને તલ્વાર ઉંચકવા ગયેલો એનો હાથ તલવાર પરથી પાછો ફર્યો.

'સૃષ્ટિમાં સર્જનહારે આ શી વિચીત્રતા ભર્યા વિરોધાભાસ રચ્યો છે કે સંસાર જેને અસાધારણ–અસામાન્ય સહમજે છે એમાં આટલી બધી ક્ષુદ્રતાની અપ્રકટ પામરતા ભરી હોય છે? ખરેખર સ્ત્રી સ્વભાવજ વ્હેતા રેલા જેવો ચંચળ છે!–તો પછી એને અવરોધવાની શી આવશ્યકતા? કારણ કે જ્યાં માનવીનું દેહ મમત્વજ મિથ્યા છે તો પછી સ્ત્રી એ તો પુરૂષના જીવનમાં એક ઇન્દ્રિયાર્થ સામગ્રી છે–એવી ક્ષુદ્ર સામગ્રી માટે આ શો અનુરાગ?' આ વિચારે અપૂર્વ ધૈર્યથી સ્થિર પગલે એ પોતાની નિંદ્રીત પત્ની ને એના પ્રેમિક પાસે ગયો. અને અપૂર્વ કાળજી ને સાવધાનીથી આ ઉંઘેલાં પ્રેમીઓના ઉપવસ્ત્રના છેડા ઉપર એણે આટલું લખ્યું."

"આટલી બધી ક્ષુદ્રતા આવા અસાધરણ રાજવંશીઓમાં હશે એ મ્હેં આજેજ જાણ્યું. તમારા આ અપરાધ માટે હું તમને નિંદ્રીતાવસ્થામાંજ મૃત્યુને સ્વાધીન કરી શકયો હોત પણ માનવતા માટે મૂકત કર્યાં છે!" અને જાણે એના જીવનના મર્મ સ્થાન ઉપર કોઇ કુઠરાઘાત ન થયો હોય,—એના હ્રદયમાં ઉર્મિઓએ ઉલ્કાપાત ન મચાવ્યો હોય, એમ શાંત રીતે—કોઈ અદ્દભુત મુમુક્ષુની તટસ્થ વૃત્તીથી પ્રજ્ઞાવર્ધન શયનખંડની બહાર નીરવતાથી નીકળી ગયો.

સુર્યોદય થતાં જયારે અનંગ લેખા ને એનો પ્રેમિક ખડગ એમની પાશવ નિંદ્રામાંથી જાગ્યાં—શૈયામાંથી ઉઠયાં ત્યારે ઉપવસ્ત્ર પર અંકાએલા અક્ષરો વાંચી એકદમ બન્ને જણ સ્તબ્ધ બની ગયાં. ભયની ભયંકર વ્યાકુલતામાં એમની આંખે અંધારાં આવવા લાગ્યાં. શું થશે એ ભવિષ્યના ઉંડાણમાં એમનું ચિત્ત ગોથાં ખાવા લાગ્યું, ને દુઃસહ વેદનાની આકુળતામાં અનંગલેખાએ ખડગના ખીન્ન ચહેરા ઉપર ભય વિહવલ દ્રષ્ટિ નાંખી. પરન્તુ એ પણ ચીન્તાની ઉંડી ગહનતામાં ઉતરી ગયો હતો, એટલે કંઈ બોલી શકયો નહિ. પલભર એમની વચ્ચે ઘોર નીઃશબ્દતા પ્રસરી રહી ને અંતે પોતાના ઉજળા ઉપવસ્ત્રમાં અક્ષરોના ડાઘ નીહાળી એને દુર ફેંકતાં ખડગ બોલ્યો—" દેવી! જીવનની રંગભૂમિ ઉપર આપણી દાંભિકતાનું દૃષ્ય પુરૂં થયું છે, એટલે હવે ફરી મારી આશા કરશો નહિ!" ને એક અતિ દીર્ઘ નિશ્વાસ લઇ ઉભો થયો, ને ત્વરીત ગતિએ ભયની ભારે વ્યાકુલતામાં શયનખંડના દ્વાર બહાર નીકળી ગયો.

ખંડમાં એકલી પડેલી અનંગલેખાને દ્રષ્ટિ સમક્ષ કાળુ તિમીર છવાતું હોય એમ અભેદ્ય અંધકાર દેખાયો. એનું હ્રદય અધઃપાતની પરાકષ્ટાએ પહોંચ્યું હોય એમ એની પ્રચંડ આગ એના અંગેઅંગને પ્રજાળી રહી. આ દુઃસહ વેદનાની પારાવાર વિષ્ણુતામાં એની દ્દષ્ટિ એકદમ આંગળી ઉપરની રત્નજડીત મુદ્રા પર ગઇ, ને એની વીકલ દૃષ્ટિમાં લગીર ઉત્સાહ ચમકયો. ડુબતો માનવી જેટલી સાવધાની પુર્વક તરણું પકડે એમ અનંગલેખાએ એ મુદ્રાને મુખ પાસે લાવી, સતત રાગતૃષ્ણીથી રાતા

બનેલા એના મોહક અધરોએ અડકાડી; ને ક્ષણવારમાં તો એના અંગની કોમળ રગો કોઇ જંતરડામાં ખેંચાતી હોય એમ ખેંચાઇ રહી. એની દેહ–ગ્રંથીઓ વિરામ માગી રહી, ને એની અસાધારણને અથોક સૌન્દર્યછટા ભરેલી ગૌર દેહલતા નિઃચેષ્ટ બની શૈયામાં ફસડાઇ ગઇ. ને એના ચ્હેરા ઉપર ચમકતા નવોઢાના નાજુક ભાવાંકુરોને માત્ર ચૈતન્યહીન શયનખંડ નીર્લજતાથી નીહાળી રહ્યો.

મધ્યાન્હ થતામાં તો નગરમાં વિદ્યુતવેગે એક વાત પ્રસરી–"રાજકુમારી અનંગલેખા અવસાન પામ્યાં છે!" આ શોક સમાચારે સમસ્ત નગરવાસીઓના હૃદયને લાગણીના પ્રબળ ધકકાથી ધ્રુજાવી નાંખ્યાં. પુરજનોમાં કાળો હાહાકાર મચ્યો, રાજમહેલ ને રાજ માર્ગ એકદમ ખળભળી ઉઠયાં. માનવસાગર રેલાતો હોય એમ લોકો રાજમહેલના આંગણામાં એકત્રિત થવા લાગ્યાં.

જ્યારે કાશ્મીરાધિપ મહારાજ બાલાદીત્ય અવસ્થાની અશક્તિમાં કંપતા, દુઃસહ વ્યથામાં નીર ભર્યા ક્ષિણ ને ને એકની એક પુત્રીના એકાંત શયનખંડમાં કોઇ અન્ય પુરૂષના અક્ષરાંકીત ઉપવસ્ત્રને નિહાળી આ અકસ્માત મૃત્યુ–આપઘાતનું અકળ રહસ્ય ઉકેલવા અંતરના કોઇ અજ્ઞાત ઉંડાણે ઉતરી ગયાં. અને કંઇક લાધ્યુ હોય એમ ખંડની ગંભીર નીઃશબ્દતાનો ભંગ કરતા પારાવાર વેદનામાં ગદ્દગદિત સ્વરે બોલી રહ્યા–" લેખા! લેખા! તારા રકતનો તરસ્યો હું તારો પિતા જ હતો વ્યર્થ ગર્વની ઘેલછામાં–સ્વાર્થના મોહાંધપણામાં મેં જ તારૂં જીવન ગુંગળાવ્યું, છે. તારો ઘાત કર્યો છે! લેખા! બ્હેન ક્ષમા કરજે!" કહેતાં રાજાનો રૂંધાએલો, કંઠ સ્હેજ મૂકત બન્યો. ને આંખોમાંથી ચોધાર આંસુ એમના હૈયાનો ભાર હળવો કરવા લાગ્યાં.

ત્યારે પ્રજ્ઞાવર્ધન આજે કંઇ બન્યું નથી. કંઇ અકસ્માત અઘટિત થયું નથી, એના હૃદયને કોઇએ હચમચાવ્યું નથી એમ પુર્વવત નિત્યની શાંતિ ને સ્વસ્થ ચિત્તે સ્થિરતાથી પત્નીના અંત્યેષ્ટી સંસ્કારની પ્રવૃત્તિમાં પરોવાયો.

અને બીજે દિવસે તો જાણે નગરમાં કંઇ અશુભ—શોકજનક બન્યું જ નથી, એમ પૂરજનોમાં ગ્લાનિને બદલે પૂર્વવત શાંતિ દેખાવા લાગી: રાજમાર્ગની રૌનક પ્રભાતથી જ કંઇક પ્રવર્તિમય જણાવા લાગી. અને મહારાજ વાલાદિત્યે પોતાના એક માત્ર સંતાનના અકસ્માત અવસાનનો સમસ્ત શોક ગઇ કાલે જાણે આંસુઓ દ્વારા ધોઇ નાખ્યો હોય, એમ આજે એમના ચ્હેરા ઉપર આનંદની આભા ઉપસી આવી હતી: ને આનંદના આવેગમાં એમણે રાજમહેલને અનેરી રીતે શણગારાવ્યો હતો—જાણે કોઇ ઉત્સવ ન હોય !!!

સાંજનો પહેલો પ્રહર થતાં તો રાજમાર્ગ લોકોથી એકદમ ખદબદવા માંડયો—ને સૌ આવી આવીને સભાખંડમાં એકત્રિત થવા લાગ્યાં. સભાનો સમય થતાં તો રાજસભાનો ખંડ જનતાથી ચિકાર ભરાઇ ગયો. આ જનમેદની સમક્ષ મહારાજ વાલાદિત્યે કોઇ પરાજિત યોદ્ધાની પામરતાથી ઉભા થઇ પોતાના ગર્વના—સ્વાર્થના ખંડિત અવશેષોને હૃદયમાંથી ઉખેડતા હોય એમ—"મહાનુભાવો ! આજથી આ સિંહાસનનો અધિકારી વત્સ પ્રજ્ઞાવર્ધન છે" એટલું કહી રાજ પુરોહિતને પ્રજ્ઞાવર્ધના ભાલમાં તિલક કરવા સંકેત કર્યો: ને પોતે સિંહાસન ઉપરથી નીચે ઉતરી બાજુમાં ઉભા રહ્યા.

—ત્યાં તો મહારાજ "પ્રજ્ઞાવર્ધનનો જય" એ જય ઘોષણાએ સભા ખંડને ગજાવી મૂક્યો.

卐

# ખાટી છાશ

**મને** હવેજ સ્હમજાય છે કે મારા મોટા કાકા એકાન્તમાં બેસી જે કહેતા હતા તે અક્ષરશઃ સાચુ કહેતા હતા. ને એ વખતે એમણે મારા અંગ ઉપર એક એકાગ્ર ઝીણી દૃષ્ટિ નાંખી જે વાકય મારા બાપુજીને કહેલું તે હજી પણ મારા અંતરમાં કોતરાઇ રહ્યું છેઃ જાણે એ ઉચ્ચારતી વખતે એમની જીભ ઉપર મારી જીવન વિધાતા આવીને ન વસી હોય! એ શબ્દો અત્યારે તો મને વિધાતાના વિધાન જેટલાજ સચોટ ને સત્ય રૂપ ધારણ કરતા લાગે છે.

* * *

ત્યારે હું ન્હાની હતીઃ છેક નાની નહિ, પણ મારી ઉંમર અગીયાર બાર વર્ષની આજુબાજુ હશેઃ મારામાં એ વખતે પૂરેપૂરી સ્હમજ શકિત આવી ગઇ હતી ખરી; પણ વ્યવહારિક વાતોમાં તો સાવ અણુધજ હતી! છતાં એટલું તો મને બરાબર યાદ છે કે મારા અંગ ઉપરથી એ વેળાએ મુંબઇની ફેશને ચડાવેલાં ફ્રોક અને ચડ્ડી હજી ઉતર્યાં નહોતાં. હું કૌમાર્ય ને કિશોર અવસ્થાના સંગમઘાટ ઉપર ઉભી હતી.

અમે ત્યારે બધાં મુંબઇથી દેશમાં મારા મોટા કાકાના દીકરા ચંદુભાઇના લગ્નમાં ગયાં હતાં: મારા આ ભાઇનાં લગ્ન પતી ગયા પછી એકેક દિવસ બાદ એક ચઢતી બપોરે ઘરનાં બધાં જમીને આડા અવળા થવાની વેતરણમાં હતાં—કેમકે ઉન્હાળાનો દિવસ ને પેટમાં ભારે ખોરાક પડેલો હોવાથી દરેકની આંખો ઘેરાવા લાગી હતી: દરેકના અંગમાં આળસ ભરાઇ હતી: નાનાં મોટાં દરેકના દિલમાં આડે અવળે થઇ ઘરના કોઇ ખૂણામાં લાંબી ખેંચવાની છૂપી ઇચ્છા પ્રતીત થતી હતી. એટલામાંજ જમીને મેડા ઉપર ગએલા મારા મોટા કાકાની હાંક આવી "ઇન્દુ, બ્હેન ઇન્દુ જરા પાણીનો લોટો ઉપર મૂકી જા તો..." આ સાંભળી મ્હારી બાએ મ્હને પાણીનો લોટો ઉપર મૂકી આવવા જણાવ્યું.

ને જ્યારે હું પાણીનો લોટો અને પવાલું લઇ જ્યાં મારા મોટા કાકા ને બાપુજી બેઠા હતા ત્યાં દાદરો ચઢીને મૂકવા ગઇ, એ વખતે મારા બાપુજી ને મોટા કાકા ઘર સંબંધી વાતો કરતા હોય, એમ લાગ્યું અને જેવી હું બેઠકમાં પગ મૂકું છું કે તરતજ મારા મોટા કાકા બોલતા એકદમ અટકી ગયા. એ શા માટે બોલતા બંધ થયા એ હું ન રહમજી શકી; પણ એટલું તો ચોક્કસ છે, કે એમના વચ્ચે એ ઘડીએ મૌન પ્રસરી ગયું. ને મારા મોટા કાકાની તેજસ્વી દૃષ્ટિ મારા સામે આવી: એમની એ ટગર ટગર જોતી આંખોની ચમકતી દૃષ્ટિમાં કયો ભાવ રહેલો હશે તે હું ન કળી શકી: પણ હવે મને બરાબર સ્હમજાય છે કે એમના એ વાત્સલ્ય નીતરતાં નયનોની ચમકતી દૃષ્ટિમાં મારા ભાવિની આછી પાતળી ચિન્તા હતી—મારા ભાવિ જીવનને ભવ્ય બનાવવાની એમાં તિવ્ર ખેવના હતી.

જ્યારે મારા બાપુજી તો હું મારા મોટા કાકાની હાજરીમાં આવેલી હોવાથી શરમમાં એકદમ આડું જોઇ ગયા હતા. કેમકે એમના મનમાં એમના મોટા ભાઇ માટે સંપૂર્ણ માન અને મર્યાદા હતાં: જેનો ભંગ ન થાય તેની તેઓ પૂરેપૂરી કાળજી રાખતા હતા. "લાવી

બેટા, અહીં મૂકો" એટલું બોલી મારા મોટા કાકાએ પાણીનો લોટો એ જે ખાટલા ઉપર બેઠા હતા એની નીચે મૂકવા જણાવ્યું ને પાછું–" કેમ બ્હેન ! અહીં ગમે છે ને, આ તો તારૂં મુંબઇ ન્હોય ?" એમ પૂછયું. જેનો પ્રત્યુત્તર ફક્ત મેં લજ્જાથી ડોકુ ધુણાવી હા પાડીનેજ આપ્યો કેમકે મારા બાપુજીની હાજરીમાં હું ક્ષોભને લીધે કંઈ બોલી શકી નહિ, અને મને પણ આંખમાં નિંદર ભરાણી હોવાથી ત્યાં વધુવાર થોભવાનું ગમ્યું નહિ, એટલે હું સીધી બેઠકમાંથી નીચે જવા બ્હાર નીકળી. પણ બેઠકમાંથી બ્હાર નીકળી દાદર ઉપર પગ મૂકું છું ત્યાં ફરી પાછો એમના બોલવાનો અવાજ આવ્યો–એમના વચ્ચે બંધ પડેલી વાતો ફરી પાછી શરૂ થઇ હોય એમ મને લાગ્યું. ને મારા બાપુજીનો કંટાળાભર્યો ઉચ્ચ સ્વર સંભળાયો કે–"આપણે અત્યારથી શી ઉતાવળ છે ? જોઈશું...!" ત્યાં તો મારા મોટા કાકા એમના કહેવાનો પ્રતિકાર કરતા હોય એમ અવાજમાં સ્હેજ કડક નરમાશ આણી બોલ્યા–"કેમ શી ઉતાવળ છે ? ઉકરડીને વધતાં વાર લાગે તો દીકરીને વધતાં લાગે !–ને વેળાસર કોઇ સારે ઠેકાણે આપણે રૂપીઓ આપી મૂકીએ તો શું ખોટું ? ક્યાં અત્યારે જ આપણે લગ્ન લેવાં છે ? છાશ ખાટી થાય ત્યારે ઉકરડે ઢોળવા જવું પડે એના કરતાં આ તો ઠીક, છે કે તાકડે તમે આવ્યા છો ત્યારે કોઇ સારૂં ઠેકાણું જોઇ રાખો તો ઠીક, પછી તમારી મરજી ! આ તો ઠીક છે પણ તમે પડયા પરદેશ, ને નાતિલાઓ સાથે ત્હમારે ઓછો સહવાસ એટલે ને...વળી આપણે દીકરીને દીકરાની જેમ ભણાવીએ ને આજના જમાનામાં ભણેલાં છોકરાની અછત–મોકા ઉપર જોઇએ તેવું સ્થળ મળવું મુશ્કેલ બને છે એટલે મનમાં જરા ચિન્તા રહ્યા કરે: માટે જાગ્યા ત્યાંથી સ્હવાર સ્હમજી કોઇ સારૂં જોઇ ભણતું છોકરૂં ધ્યાનમાં રાખીએ તો ઠીક ! એ તો તમને લાગતું નથી પણ એથી ગળામાં ભરાએલો ચિન્તાનો ગાળીઓ જરા ઢીલો પડે, એટલા માટે ! નહિ તો મારે શી ચિન્તા ? જ્યાં સુધી એના માથે તમારા જેવા સુશિલ

ને સુશિક્ષિત બાપ બેઠા છે ત્યાંસુધી ? આ તો એટલા માટે કે તમને જરા એ વાતની ચીવટ રહે, એ માટે ટકોર કરવાની ઇચ્છા થઇ આવી." આટલું બોલીને મારા મોટા કાકાનો કંઠ જરા નરમ ને ધીમો પડી ગયો. મારા બાપુજીએ એમને શું કહ્યું તે સાંભળવા હું દાદરે ઉપર થોભી નહિ, પણ સીધી નીચે ઉતરી આવી ચોકમાં ચાલી ગઇ. એ શા વિષે વાત કરે છે ? કોના વિષે વાત કરે છે એની જીજ્ઞાસા એ ઘડીએ મારા મનમાં જાગી નહિ,–ને મેં જાણવાની દરકાર પણ કરી નહિ.

પણ હવેજ મને સ્પષ્ટ લાગે છે કે મારા મોટા કાકાના એ વખતનાં ઉદ્ગારમાં એમના સંતાન વત્સલ હૈયાની મમતા ભરી મજબૂરી તરતી હતી: એમનું પુત્રી વિહોણું અંતરજ એમના અગાધ સ્નેહનો અંભોધિ ઉછાળી રહ્યું હતું. એમના એ બોલવામાં કેટલું વ્યહવારિક સત્ય ને દીર્ઘદષ્ટિ સમાએલાં હતાં તે મને હવેજ સ્હમજાય છે. કેમકે એમણે એમના જીવનમાં, સંસાર જીવનનાં કેટલાંય કડવાં, અટપટાં સત્યોને ઘોળીને ઉતાર્યાં હતાં: પોતાના કપરા અનુભવોને હળવા બનાવ્યા હતા: આ અનુભવ પરંપરાનો પરિપાક એમની એ દિવસની વાતચીતમાં પ્રકટ થતો. હતો જેથી મારા અવ્યહવારિક મનોદશા ધરાવતા–આજના વિચારોને અનુસરવા મથતા બાપુજીને એમના બીનઅનુભવી જીવનમાં એ કદાચ એવું અવતરણ ન કરી બેસે તે સુચવતો હતો–પછી ભલે મ્હારા બાપુજીને એમાં વડિલપણાનો અગર જુનવાણી વિચારનો ભાસ થતો હોય ! પરન્તુ એટલું તો ચોક્કસ કે એ રીતે મારા મોટા કાકા એમની માન્યતાઓને દૃઢતાથી આગળ ધરતા.

એક રીતે જોતાં ભલે એ જે કહેતા હતા તે જૂનું હતું, પણ મારા બાપુજી માટે તો તદ્દન નવુંજ હતું: ને નવીન વિચારસરણી ધરાવતા મારા બાપુજી એ છતાં એમના કહેવાનો અર્થ ન કળી શક્યા–ને ઓળખવા એમણે યત્ન સરખોય કર્યો હોય એમ મને તો નથી લાગતું; ઉલ્ટું એમણે તો મારા મોટા કાકાની અન્ય ઉપેક્ષિત

વાતોની જેમ આ વાત પ્રત્યે પણ ઉપેક્ષાજ દાખવી હતીઃ અવગણનાજ કરી હતી. પછી શું થયું એ મને ખબર નથીઃ ફરી એ વાત ઉપડી કે કેમ ? એ પણ મારા જાણવામાં આવ્યું નથીઃ ને એ પ્રસંગ પણ કોઇ પુસ્તકમાંના પ્રસંગની જેમ પુસ્તક બંધ થતાં વાંચકના વિચાર પ્રદેશમાંથી વિસરાઇ જાય તેમ મારા માનસિક વાતાવરણમાં વિલિન થઇ ગયો.

ત્યાર પછી અમે દેશમાંથી બધાં મુંબઈ આવ્યાંઃ ને મુંબઇ આવ્યા પછી એ વાત જેમ મરેલું માનવી વિસરાઇ જાય તેમ મારા વિસ્મૃતિના ગર્ભમાં વિસરાઇ ગઇ.

પણ એની આછી પાતળી સ્મૃતિ અત્યારે મ્હારા સ્મરણની સપાટી ઉપર તરવરે છે. કોઇ મહાન ભૂતકાલિન ઘટનાની આછી એવી રેખા મ્હારા અંતર ચક્ષુ સમક્ષ ખડી થાય છેઃ માર મોટા કાકાના પેલા શબ્દો અત્યારે જેમ કબરમાંથી સૂતેલું માનવી જાગે તેમ સજીવ સ્વરૂપે જાગૃત થતા ભાસે છે. જેને દૂર કરવા મારૂં મન મથી રહ્યું છે.

× × ×

મારા પિતા અમારી જ્ઞાતિમાં એક આગળ પડતી વ્યકિત તરિકે, નવીન વિચારસરણીને અનુસરતા પ્રતિષ્ઠિત ડૉકટર છે. એમના વર્તાવ ને સ્વભાવમાં રહેલું નાતિલાઓ પ્રત્યેનું રહેજ અતડાપણું, જે એ લોકોની આંખોમાં અભિમાન દેખાય છે. પણ ખરૂં પૂછો તો એ એમનામાં રહેલો મિલનસાર વૃત્તિનો અભાવજ છે. ને એમાં એમનો પણ શો દોષ ? એ તો એમના સ્વભાવની એક ઉણપ છે. છતાં પણ જ્યારે જ્યારે અમારે ત્યાં જ્ઞાતિના કોઇ સ્નેહીઓ કે સંબંધીઓ આવતા ત્યારે તેમની સાથે મારા બાપુજી સંપૂર્ણ છૂટથી વર્તતા-વાર્તાલાપ કરતા. આ ઉપરાંત તેઓ સ્ત્રી શિક્ષણ પ્રત્યે સન્માનની માન્યતા ધરાવતા અને એ એમની માન્યતા અનુસાર એમણે મને શિક્ષણ આપવામાં પરિપૂર્ણ રીતે દિલચશ્પી દાખવી હતી. અને એથીજ મને કેટલીક વખત મનમાં થયા કરતું કે "ખરેખર હું ભાગ્યશાળી શું કે મને

આવા ઉદાર વૃત્તિના પિતા મળ્યા છે." ને એમના એ આદર્શને ઉદારતાના પૂરાવા રૂપ મ્હારી બા મ્હારી આંખો સ્હામે જ હતી. કેમકે ગામડા ગામમાં રહી ઉછરેલી મારી બાને એમણે ઘેર ભણાવી મુબઇના હિન્દુ સ્ત્રી મંડળની સભ્ય બનાવી હતી; અને એ અમારી જ્ઞાતિના પ્રમાણમાં કંઇ ઓછા ગૌરવની બિના ન હતી!! પણ હવે ખેર મારે એ વાતો સાથે શી નીસ્બત ?

મારા વિદ્યાર્થીની જીવનના દિવસોમાં અધકચરી અજ્ઞાનાવસ્થામાં એક સાહજિક સામાન્ય કુતુહલ વૃત્તિમાંથી મ્હારા દિલમાં શોખ ઉદ્દભવ્યો હતો. એ શોખ એટલે શ્રી. મુન્શી અને રમણલાલની નવલો વાંચવાનો. હિન્દી સામાજિક ચિત્રો નિહાળવાનો!! જે આગળ જતાં મ્હારા સ્વભાવની સદાને માટેની એક બૂરી આદત બની ગયો. અને આ આદત બૂરી હતી એ મ્હને હવે જ સ્હમજાય છે. આ આદતના અંગે વાર્તાઓના વાંચનમાં આવતાં નિરાળા સ્વભાવનાં અનોખાં પાત્રો સાથે હું નિરાળી જ કલ્પનાઓમાં વિહાર કરતી; ચિત્રોમાં આવતા અનોખી ઢબના અભિનેતાઓ સાથે મ્હારા અંતરના આભમાં ઉડતી. ને મારૂં એ કલ્પનામય નીર્બંધ ઉડ્ડયન મારા મનમાં એક નવીન પ્રકારની સૃષ્ટિ સર્જાવતું. અને એ સૃષ્ટિનું સોહામણું વાતાવરણ મ્હારી ચપળ બુદ્ધિને ચંચળતા અર્પતુ...ને એ સૃષ્ટિમાં આવતાં પ્રતિભાશાળી પાત્રો મ્હારા પ્રાણની પાંખોને સ્પર્શી જતાં...જે સ્પર્શ મ્હને એ ક્ષણે આહ્લાદજનક લાગતો. પણ એ સ્પર્શ ને હું એ વખતે પુરેપુરી સ્હમજી શકતી ન્હોતી, પણ એટલું તો ચોક્કસ છે કે એક રીતે એમાં હું અગમ્ય એવા અદષ્ટ ઉલ્લાસ અનુભવતી જેને કહેતાં અત્યારે ઠગારી ઊર્મિ ના પાડે છે.

જેટલી તત્પરતા મારા બાપુજીએ મને નવીન યુગની નારિ બનાવવા સેવી હતી એટલી જો એક સામાન્ય હિન્દુ કન્યાને યોગ્ય બનાવવા સેવી હોત તો અત્યારે મારી આ સ્થિતિ ન હોત! એમણે મને એમના વિચારો અનુસાર આધુનિક શિક્ષણ અને સંસ્કાર અપાવ્યાં

હતાં. મારા માનસિક વિકાસ ને સ્વભાવના સ્વતંત્ર ઉત્કર્ષ અર્થે સંપુર્ણ સહાનુભૂતિપૂર્વક યત્ન કર્યો હતો. આદર્શોથી અલંકૃત થવા માટે એના યોગ્ય જ્ઞાન સમૃદ્ધિથી સંસ્કારી હતી. એના આવશ્યક તમામ અનુકુળતાઓ કરી આપી હતી. પણ જો એમણે આ બધા કરતાં સ્ત્રી જીવનના સ્વાભાવિક સંસ્કારો ને વિકસાવવા–વાસ્તવિક આવશ્યકતાઓને અનુકુળતા કરી આપી હોત તો અત્યારે હું આ પરિસ્થિતિ ન ભોગવતે ? જેવો એમણે આજની નૂતન ભાવનાવાળો યુગ ઓળખ્યો હતો એમ જો સ્ત્રી સ્વભાવના સ્વભાવજન્ય આવિષ્કારને ઓળખ્યા હોત–જેમ એમણે પલ્ટાતો સમય પારખ્યો હતો એમ મ્હારૂં પલ્ટાતું માનસ ને પ્રકૃતિ પારખ્યાં હોત તો અત્યારે મ્હારી સ્થિતિ કંઇ ઓર બનતે ! એમને જે અત્યારે હું ભારરૂપ લાગું છું તે ન લાગતે; એમના મનમાં સતત રહેતા ઉદ્વેગનું કારણ ન બનતે–જે હું એમના હૈયાના હીર જેવી હતી તે અત્યારે એમના ગળામાં ભેરવાએલો ચિન્તનો ગાળીયો. બનતે ! અને સત્ય કહું તો કુંવારી ન હોત !!!

× × ×

મારીજ ઉંમરની મારી બેનપણી પ્રમિલાનાં જ્યારે એકાએક લગ્ન થઇ ગયાં–એને પરણાવવામાં આવી ને એણે એના અભ્યાસને મૂકી દીધો–મૂકાવવામાં આવ્યો ત્યારેજ મ્હને સ્હમજાયું–મનમાં સંશય ઉપજ્યો કે મ્હારે પણ એક દિવસે આમ અચાનક અભ્યાસને તિલાંજલી તો નહિ આપવી પડે ને ? કેમકે મારે પણ આ જીવનમાં એક દિવસે લગ્ન તો કરવાનાં હતાં ને ? અને એ દિવસ કદાચ નજીક આવી જાય તો...? એ વિચારે મારૂં મગજ જરા ધ્રુજી ઉઠ્યું–ને મને એ ધ્રુજારીનો કંપ જરા મધુર લાગ્યો. એ અભ્યાસના અસ્તની આશંકા કાંઇ ખાસ અકારી લાગી નહિ ! કેમકે મારા અંતરસ્તલની હેઠળ અનભિજ્ઞ સ્ત્રીતત્વજ સળગતું હતું.

અને પ્રમિલા પરણીને બે એક માસ પછી જ્યારે સાસરેથી પાછી આવી, ત્યારે હું એને મળવા ગઇ, એ વખતે મને એના

શિરાઝી ગુલાબની પાંદડી જેવા વદન ઉપર રકિતમા વિશેષ આવી હોય એમ લાગ્યું: એના શાંત નમણાં નયનોમાં કોઈની ખેવના કરતી દૃષ્ટિનો ચમકારો ભાસ્યો: અને એની દેહલતા પ્રભાતમાં ઉઘડતા સૂર્ય મુખીના ફૂલ જેવી પ્રફુલ્લ લાગી. એનામાં આ એકાએક થયેલું પરિવર્તન મને પહેલી નજરે જણાયું. બાકી એની મારી સાથેની વાતચીતમાં મને પહેલાંના જેવોજ પ્રફુલ્લ સ્વભાવ લાગ્યો. એના અંતરમાં આવેલા નવીન આવિર્ભાવોને તો હું ક્યાંથી પારખી શકું ? કેમ કે એ તો મારી સ્હમજ શક્તિ બ્હારની વાત હતી. પરન્તુ એટલું તો ચોક્કસ કે એનામાંથી નિખાલસતા ને નિર્દોષતા ભરી નિર્મલ વિનોદ વૃત્તિ હજી એનો સંગ ત્યાગી ગઈ ન્હોતીઃ અમે પ્રથમની જેમજ એકબીજાની મશ્કરી ને ઉપહાસ ઉડાવ્યાં—ક્યાંય સુધી વાતો કરી ને ઘરને ગજાવી મૂકે એટલી મૂકત રીતે હસ્યાં ? પણ પ્રમિલાના એ હાસ્યને વિનોદની વાતો પાછળ આછી શરમ ને સંકોચ ઝબકી જતાં: એના વદન ઉપર ત્વરિત વેગે બદલાતા ભાવોના રંગોમાં સ્રીસુલભ લજ્જાનો ચમકારો ચમકી જતો. અને એવા પલ્ટાતા રંગોનું પરિવર્તન મારા ચ્હેરા ઉપર થતું હશે કે કેમ ? એ તો મને એ ઘડીએ નિરખનાર જ કહી શકે ?

એ દિવસે મારી બાથી થાય એમ ન્હોતું—એ દિવસે એનો હાથ ચોકખો ન્હોતો. ને અમારે ત્યાં કોઈ અમારા બે સગા મહેમાન આવ્યા: એટલે ફરજિયાત રસોડાનો ચાર્જ મારે લેવો પડ્યો. કેમકે મારા જેવી ઘરમાં ઉંમર લાયક કામ કરે એવી દીકરી હોય ને પછી એ લોકોને બ્હારનું કેમ જમાડાય ?—એમાં ઘરની માઝા પણ શી ? અને પહેલાં પણ મને કયારેક ઇચ્છા થઈ આવતી—મને રાંધવાનો શોખ ઉત્પન્ન થતો ત્યારે હું મારી બાને રસોડામાંથી બ્હાર કાઢી રાંધવા બેસી જતી. એ દિવસે પણ મેં મનમાં કંઈ ખાસ વસવસાની લાગણી અનુભવ્યા સિવાય, મારા બાના કહ્યા વિના, રસોડાને મેં સંભાળ્યું ને જરૂર એથી મારી બાનું હૈયું મારી એ સદ્‌ગુણુ સંપન્નતા માટે આનંદથી

ધબકી ગયું હશે ! અને એ દિવસે એણે છેક અંદરના ઓરડામાં બેસી રાંધવામાં મને યોગ્ય સૂચનાઓ આપવા લાગી—"બ્હેન કંઇ ન ફાવે તો પૂછજે, હું અહીંજ બેઠી છું, એમાં કંઇ નહિ."

પણ બીજે દિવસે મને રાંધવાનો ખાસ મહાવરો નહિ એટલે રોટલીને તવા ઉપર ઉથલાવતાં મારાથી સ્હેજ દાઝી જવાયું: ને મારા મનમાં લગીર કંટાળો ઉપજ્યો અને એ દાઝવાની પીડામાં મારાથી બોલી જવાયું કે-"બળ્યું આ રાંધવાનું" આ શબ્દો સામે બેઠેલ મારી બાના કાને પડ્યા. અને એ એના આછા રોષ મિશ્રિત સ્વરે ઠપકો આપવા લાગી કે-"બ્હેન એમ અકળાઈ ગયે ચાલશે ? કાલે ઉઠીને પારકે ઘેર જઇશ ને ત્યાં ભગવાનનું આપ્યું ભર્યું ભાદર્યું ઘર હશે તો ક્યાં તારો રાંધવામાંથી આરો આવશે ? એમ એકદમ અકળાઇ જઇએ નહિ: જરા જાળવીને સંભાળીએ." મારી બાના શબ્દો એ ઘડીએ મને હૃદયમાં ભોંકાતા શૂળ જેવા લાગ્યા. પણ મેં એના પ્રતિ ન સાંભળ્યા જેવું કર્યું. ને મારી બાની સામે ખોટો ગુસ્સો દેખાડતાં બોલી-"કેમ આરો નહિ આવે: અને બા તું પણ બોલતાં બોલતાં છેક ચળી ગઈ છું-આવું બોલે છે ?" અને આ, ને આવા તો અનેક ઘર કામના પ્રસંગોએ મારા મનમાં હૈયાને થડકાવી જતી એક પ્રકારની મીઠી જીજ્ઞાસા વૃત્તિને જન્માવી. અને ઓહ ! એનો પ્રેરક આનંદ કેટલો મધુર લાગતો ! ! !

અને આ બધું મને જ્યારે મારા અંતરના આભમાં સૌ પહેલી વ્યહવારિક જ્ઞાનદૃષ્ટિ આવી-ગૃહજીવનની સ્હમજ શક્તિ આવી ત્યારે સ્હમજાયું: ને મ્હારા બાપુજીની સ્હમજમાં ક્યારે ઉતર્યું તે હું કહી શકતી નથી: પણ એટલું તો ચોકકસ છે કે મારી બાના ઘરમાં બોલવામાં થતા સીધા યા આડકતરા ટકોરે એમના મન ઉપર મારા લગ્નની ચિન્તાની ચિનગારી ચમકી જતી: તેઓ મારે યોગ્ય મૂર્તિયો ગોતવાની પેરવીમાં રહેતા: મારા મનોભાવને જાણવા અપરોક્ષ રીતે

યત્ન પણ કરતા. જેની હું ભાગ્યે જ દરકાર કરતી, કેમકે મારી સ્વભાવિક લજ્જા એ ભાવોને અંતરમાંથી બ્હાર આવતાં આવરી લેતી.

અને એ પણ ખરૂં, કે શહેરી જીવનનું સ્વતંત્રતા ભર્યું વાતાવરણ ગામડા કરતાં શહેરમાં સ્ત્રીઓને ઘણી જલ્દી સ્પર્શી જાય છે–એના સ્વભાવને વધુ વિકસિત બનાવે છે. આ સ્પર્શીના પ્રભાવે મારા મનમાં સ્ત્રી જીવનની સામાજિક અવસ્થાઓને અજ્ઞાનતાના અંધારામાંથી અજવાળામાં આણી હતી. મારા સ્ત્રી સ્વભાવને–સુશુપ્ત સ્ત્રીત્વને જાગૃત બનાવ્યું. ને તેના વાસ્તવિક સુંદર સ્વરૂપનું આછું દર્શન કરાવ્યું. જે દર્શને મારા હૈયામાં એક પ્રકારનો અજાણ્યુ ને અજ્ઞાત તલસલાટ ઉપજાવ્યો. મારા અંગે અંગમાં ઝીણી ઝણઝણાટી ભર્યાં આંદોલનો જન્માવ્યાં. અને એ આંદોલનોમાં રહેલો મીઠો આહ્લાદ મને મુગ્ધાવસ્થાના આ છેડે ઉભેલી જ્ઞાત યૌવના–કન્યાને ક્યાંથી સહમજાય ? કેમ નહિ ???

આ પછી થોડાક દિવસો બાદ મારા કાન ઉપર મારા સગપણની વાતો આવવા લાગી. જેને સાંભળવા મારૂં હૈયું તલપાપડ થતું: પણ શરમ ને ક્ષોભની મારી હું અંતરમાં એ પ્રબળ થતી ઇચ્છાને દબાવી દેતી–હૃદયના એક ખુણામાં એને અવ્યક્ત જ રાખવા મથતી. ને એથી મનમાં જન્મતી ગ્લાનિની મીઠી લાગણીઓ અનુભવતી. કેમકે મને મનમાં થયા કરતું કે–"મારા બાપુજી જે કરશે તે બરાબર જ કરશે."

× × ×

ને એમણે કેટલાય મૂરતિયા જોયા. પરંતુ એક પણ એમની નજરમાં ન આવી શકયો. અમારી જ જ્ઞાતિના દૂર આફ્રિકા જેવા દેશમાં વસતા સુમન નામના યુવક પ્રત્યે કોઇએ એમનું ધ્યાન ખેંચ્યું. જેના માટે એમને ઇચ્છા થઇ. પરન્તુ દીકરીને દૂર પરદેશમાં મૂકતાં એમના હૃદયે એક લાગણીનો આંચકો અનુભવ્યો; ને એ વાત પડતી મૂકાઇ એમ મારા જાણવામાં આવ્યું.

× × ×

કલકત્તામાં વસતા અમારી જ્ઞાતિના એક યુવાન માટે મારા મોસાળિયાઓ તરફથી ખાસ ભલામણ થઇ. એ યુવકને મારા બાપુજીએ જોયો પણ ખરો. એ દેખાવમાં કંઇ ખાસ ખોટો ન્હોતોઃ વેપારી બુદ્ધિ ધરાવતો–પાંચ પૈસા કમાએલો હતો. એમને બીજી કંઇ ખાસ ખોડખાંપણ જેવું લાગ્યું નહિ. છતાંય એ મારા બાપુજીના મનમાં વસી શકયો નહિ, કેમકે મારા બાપુજીની દૃઢ માન્યતા છે, કે શિક્ષિત અને સંસ્કારી દીકરી માટે અજ્ઞાન ને રૂઢિગ્રસ્ત જડસુ જેવો મૂરતિયો જોવાથી દીકરીનું જીવતર બગડે છે. સંસ્કારોની વિષમતા એ બન્ને માટે કષ્ટ, અસંતોષ અને અશાંતિનું કારણ બને છે. એટલે એ વાત ઉપર પણ પરદો પાડવામાં આવ્યો.

*　　　　*　　　　*

મારા બાપુજીના એક મિત્રે ઘણી તપાસને અંતે અમદાવાદની કોઇ કોલેજમાં અભ્યાસ કરતા એક મહાશયને શોધી કાઢયા. જો કે અમને એ મહાશયનો પરિચય ન્હોતોઃ પણ મારા બાપુજીના પેલા મિત્ર, કે જેમને હું કાકા કહેતી તેઓ એ મહાશયને સાથે તેડી એક દિવસે અમારા ઘરમાં પ્રવેશ્યા; ત્યારે ચા બનાવતાં બનાવતાં બારણાની આ ડવચ્ચે ઉભા રહી મેં એમને નીરખ્યા. જેમની ઉંચાઇ આશરે ચારથી સવા ચાર ફીટ જેટ... હશે! ને એમની પહોળાઇ તો એમનાં કપડાં સિવનાર દરજી જ કહી......શકે......! કેમકે એમની અતિ પુષ્ટ શરીર સૃષ્ટિના પરિઘનો અંદાજ એમ નીકળી શકે નહિ. આ ઉપરાંત એમના આગળ તરી આવતા ઉદરની વિશિષ્ટતાભરી રચના પણ ધ્યાન ખેંચ્યા સિવાય રહેતી નહિ.

અને ત્યાં તો મારા જાણવામાં આવ્યું, કે આ મહાશયને નાપસંદ કરવામાં આવ્યા છે. એ અભ્યાસ કરતા એટલે સંસ્કાર ને શિક્ષણની દૃષ્ટિએ એમનામાં ખાસ ખામી ન ગણાય. અને "નર હોય તો ઘર થાય એ હિસાબે એમની આર્થિક સ્થિતિને ધ્યાનમાં ન લઇએ તો પણ પહેલી જ નજરે એ વાત સ્પષ્ટ હતી કે મારા જેવી પૂરી પાંચ હાથની

હલેતી કન્યા માટે મારા ખભાની બરાબરી કરતા. ને જેને મારી સામે ઉભા રહેતાં મારા નાના ભાઇ તરીકે દુનિયાના લોક નિઃસંકોચતાથી પિછાણી શકે એ સંભાવનાથી, એ નરરત્ન મારા બાપુજીની પસંદગી કયાંથી પાસી શકે ? ઉલ્ટું એ તો અમારી આંખોમાં એમની હાથીના બચ્ચા તરીકે આછી ઓળખાણુ જ મુકતા ગયા.

આ દિવસોમાં જ મારા કાકાના દીકરા ચંદુભાઇ એમની જ ઉંમરના એક ગૃહસ્થને તેડી અમારે ત્યાં આવ્યા. એ ગ્રહસ્થ દેખાવે તો ઉજળા રંગે હતા. પણ શરીર સાવ સુકલકડી: જાણે કોઇ દુર્ભિક્ષમાંથી આવ્યોં હોય. ને એની ગોળ ગોળ આંખો ઢાંકતાં ચશ્માના કાચમાંથી પ્રકટતી ધારદાર દૃષ્ટિ એના બુદ્ધિ વૈભવનો ખ્યાલ આપતી: ને એની બોલવાની છટામાં પ્રગટ થતી અતિ વાચાળતા પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતી નહિ. એ અમદાવાદની કોઇ હાઇસ્કૂલમાં માસ્તરની નોકરી કરતો: એનો અભ્યાસ ઇન્ટર સાયન્સ સુધીનો હતો એટલે કૉલેજની કેળવણી તો ગણાય ! અને આ વરસે જ એણે એસ. ટી. સી. માટે પરીક્ષા આપી હતી જેમાં સંપૂર્ણ સફળતા મેળવશે એમ મારા ચંદુભાઇની દૃઢ માન્યતા જણાવતી. પણ એ પંતુજીની પિષ્ટપેષણ ભરી વાતો મારા બાપુજીના ગળે ઉતરી નહિ. અને એ આડંબરીના અજુગતા ડહાપણ વિષે જ્યારે મારા જાણવામાં આવ્યું ત્યારે મને પણ થયું કે—"એ વેદિયા જંતુને સંભળાવી દઉં કે તું મારી શું પસંદગી કરવાનો હતો ? તારી તો મારી આગળ શી વિસાત છે ? આ તો ઠીક છે કે મારા બાપુજીની ઉદારતા એવી છે કે તને અહીં સુધી આવવા દીધો નહિં તો ? ? ?" આ શબ્દો મારા હૈયામાં જાગી હોઠ ઉપર આવવા આતુર બન્યા, પણ મર્યાદાને મોભભાના ભારે એને આવતા અટકાવી દીધા. આજની તડને ફડ સંભળાવનારી છોકરીઓની જેમ હું પણ સંભળાવી દેત, પણ શરમને સંકોચથી સંવૃત મારા સ્વભાવે મને તેમ કરતાં અટકાવી. અને જ્યારે મને પાછળથી ખબર પડી કે મારા બાપુજીએ પણ એની લાંબી લાંબી વાતો સાંભળી હાથમાં લીલું પકડાવી

દીધું છે,—ચોકખી 'ના' સંભળાવી દીધી છે ત્યારે મારા દિલને કંઈક તસલ્લી મળી !!!

મને એથી સંતોષ વળ્યો હતો. પણ મારા બાપુજીના મનને સંતોષ વળ્યો કે કેમ ? એમના મન ઉપર તો સંતાપનો ભાર આવ્યો હતો. ને આ ભારના બોજા હેઠળ આવી એમના હૃદયની કોમળ લાગણીઓ કચરાવા માંડી હતી. અપમાનના ઘાથી એમનું હૈયું અસહ્ય વ્યથાને ભોગવી રહ્યું હતું, અને જેથી હું પણ એમના મન ઉપરથી ઉતરી જતી હતી એમ મને ભાસતું: માબાપને દીકરી ગમે એટલી વ્હાલી હોય, પણ જો એ ઉંમરલાયક ને કુંવારી હોય તો સાપના ભારા સમાન લાગે છે. ને એમાં એમનો પણ શો દોષ ? ભલે મારો કન્યા કાળ વીતી ગયો. પણ કુંવારી તો હતીજને !! અને મારા જેવી વયમાં આવેલી કુંવારી કન્યાને એ કયાં સુધી ઘરમાં ઘાલી મૂકે ? આ વિચારે મને પણ દુઃખ થયા કરતું.

આ દિવસો દરમિયાન મારા બાપુજી એક બે વખત તો દેશમાં જઈ આવ્યા. પરન્તુ એમને મારા લાયક કોઈ યોગ્ય મૂર્તિયો-વર શોધ્યો જડયો નહિઃ વરની ચિન્તામાં ને ચિન્તામાં એમના મનની સ્થિતિ જરા અસ્વસ્થ રહેવા લાગી આ અસ્વસ્થતાની વ્યથાભરી સ્થિતિમાં પણ એ મનને ધીરજ આપી દૂઃખને વિસારી દેતાઃ ઉદ્વેગની આગમાં પ્રજવલતા ચિત્તને શાંત કરવા મથતા. પણ જ્યારે કોઈ વખત અમારે ત્યાં કોઇ સ્નેહી કે સંબંધી આવી મારા લગ્નની વાત છેડી બેસતું; ત્યારે તેઓ એકદમ વ્યથિત બની જતા. જેને તેઓ બહાર પ્રકટ થવા દેતા નહિઃ એમાંય પણ જો કોઈ દૂષીલા સ્વભાવની વ્યકિત પ્રશ્ન પૂછી બેસતી કે—"ઇન્દુના લગ્ન આ વરસે કરશોને ?" ત્યારે એમના કોમળ કાળજા ઉપર કાતીલ તીરની જેમ એ પ્રશ્ન ભોંકાતો. જેની અસહ્ય ચોટની અસર તેઓ ચહેરા ઉપર ફરકવા દેતા પણ નહિ. અને "કયાં સારો વર મળે છે" એમ દર્શાવી તેઓ જ્ઞાતિમાં આવેલી વરની અછતને દર્શાવતા અને "એમ તો ઉતાવળ પણ શી છે ?" એમ

કહેતાં. તેઓ વાતને ટાળવા પ્રયત્ન કરતા. અને કદાચ જો બોલનારના મુખે કોઇ મૂરતિઆનું નામ બોલી જવાય તો તેની તેઓ પાછળથી પૂરેપૂરી તપાસ કરતા. કેમકે કદાચ કોઇ મૂરતિયો મળી જાય......? પણ આખરે એમને નિરાશા જ નસીબ થતી.

જેમ જેમ મારા પિતાની આ પરિસ્થિતિ વિષે મને ખ્યાલ આવતો ગયો તેમ તેમ મારા હૃદયમાં એમના પ્રત્યે દયા ને સહાનુભૂતિની લાગણીઓ જન્મવા લાગી. અને મનમાં દુઃખ પણ થતું. જેને હું મારા હૈયામાં જ સમાવી દેતી. મારા મનની પરિસ્થિતિ એમના કરતાંય વિશેષ વ્યથાજનક હતી. જે પ્રકટ ન થઇ જાય તેની હું પૂરેપૂરી કાળજીપૂર્વક સાવધાની સેવતી. પણ કો'ક વેળાએ પીડાથી ત્રાસિત બની મારી બુદ્ધિ સ્વભાવમાં બળવો જગાવી દેતી જેનો પડઘો મારા અંતરમાં ઉઠતો કે–"ગમે એટલી ઉમરના અપરણિત પુત્રને જો પિતાથી ઘરમાં રાખી શકાય તો પુત્રીને કેમ નહિ? પુરૂષ જો જીવનમાં અવિવાહિત અવસ્થામાં રહી શકે, તો સ્ત્રી કેમ નહિ?" પરન્તુ આ પ્રત્યાઘાતી વિચારોના તૂફાન સામે મારો અંતરાત્મા સખત વિરોધ પ્રકટ કરતો અને એ તૂફાનને દબાવી દેતો–અને મારા ઉરના મહેરામણમાં ઉઠતાં એ ભીષણ તૂફાની તરંગો વિછિન્ન બની જતાં.

અમને આમ મારા બાપુજીની ચિન્તાગ્રસ્ત પરિસ્થિતિમાં દિવસો ઉપર દિવસો, ને મહિનાઓ ઉપર મહિનાઓ વીતી જવા લાગ્યા. અને સાથે મારૂં ને મારી બાનું પણ મારા માટે પતિ શોધવામાં સાંપડતી નિષ્ફળતા માટે દુઃખ વધતુંજ ગયું. હું મારા મગજમાં ઘણીયે વખત આજની સામાજીક પરિસ્થિતિ વિષે વિચાર કરતી કે આ બધું શા માટે? આ નાત, જાત ને કુલીનતાના વાડા શા માટે? મારા જેવી તો અનેક સંસારિક જીવનના લ્હાવા લેવાના ઉત્કંઠાભર્યા કોડવાળી કન્યાઓના જીવન શું જ્ઞાતિ જેવા અકસ્માતના કારણે જ–અગર મોઝારી સમાજ પ્રણાલિકાના લીધે જ બરબાદ થવા સર્જાયાં હશે? પણ આ વિચારો કદિ મારા અંતરના ઉંબરા બ્હાર કદમ ધરી શકતા

નહિ. કેમકે એની સામે રૂઢી–ઉચ્છેદનનો ભયંકર રોષ અને પ્રતિષ્ઠા લાલ લોચનો દેખાડતી.

હું પોતે આ પ્રમાણે ઉંડા વિચારોમાં ગરકાવ રહેતી હોઉં એ તો સ્વાભાવિક જ છે; કેમકે જગતની બધી કન્યાઓની જેમ સુસંસ્કારી ને સુયોગ્ય જીવન સાથી મેળવવાની ઝંખના મારા મનમાં રમતી હોય એમાં કાંઇ આશ્ચર્યની બીના નથી ! પરન્તુ મારી બાના જો કે બિચારી એ મારા જેટલું ભણેલી ન્હોતી, છતાં એ ઘણી જ વ્યહવારૂ હતીઃ અને એની એ વ્યહવાર કુશળતાભરી વિચક્ષણ બુદ્ધિના અંગે મારા સામે જોઇને...જેનો કન્યાકાળ વીતી ગયો છે, એવી જ્ઞાતયૌવના દીકરી સામે જોઇને એના હૈયામાંથી એક ઉંડો નિઃશ્વાસ સરી પડતો. અને કોઇ વખત તો એ મારા સામે જોતાં બબડી પણ જતી કે—"શું કરીએ બ્હેન, ઇચ્છા તો બહુ મોટી હતી, અને એ માટે તો તને ભણાવી પણ....જ્યાં નસીબ જ વાંકુ ત્યાં શું કરીએ બ્હેન....?" મારી બાની આ મનોવ્યથા હું સ્હમજી શકતી; પણ જ્યાં મારી પોતાની જ મનોવ્યથા વિષમ બની ગઇ હોય ત્યાં ક્યાં એને હું સ્હમજવા બેસું ?

અને મારી બા કેટલીએ વખત આ મનોવ્યથાની વેદનામાં મારા બાપુજીને ઠંડા ચાબખા લગાવી દેતીઃ એક દિવસે રાતના હું સૂતી હતી ને મારૂં ઉધડેલી કળી જેવું યોવન અમારી જ્ઞાતિમાં આવેલી સંસ્કારી વરની અછતના અંગે–અગર મારા બાપુજીની યોગ્ય વર ઓળખવાની દ્રષ્ટિના અભાવે એળે જતું હતું...રે...વેડફાઇ જતું હતું...! ને આ વિચારોમાં હું પડી પડી પથારીમાં પાસાં ફેરવી રહી હતી, ત્યાં એ વખતે બાજુના ખંડમાંથી મારી બાનો અવાજ આવ્યાનો મને ભાસ થયો. પહેલાં તો હું કંઇ ન સ્હમજી શકી. પણ પછીથી વાતાવરણમાં અફળાતા મારી બાના ખિન્નતાભર્યા શબ્દો સ્પષ્ટ થવા લાગ્યા. એટલે મારા મગજના લમણામાં ઘોળાતા અનુચિત વિચારોને વિદારી એની વાત સાંભળવા કાન સરવા કર્યા–"ઘરમાં આ ઢાંઢા જેવી દીકરી થઇ છે. લોકો નાત જાતમાં મને ચૂંટી ખાય છે. પણ તમને

એને ઠેકાણે પાડવાની કંઇ સૂઝ પડે છે! બિચારી છોકરી!...એનો પણ શું વાંક...?" મેં આ શબ્દો સાંભળ્યા ને મારા હૈયામાં હજારો વીંછીના ડંશની એક સામટી વેદના ઉદ્દભવી. હું વિચારવા લાગી, કે ઉંમર લાયક દીકરી માબાપને કેટલી ચિંતા ને દુઃખનું કારણ બને છે. ખરેખર લોકો મને–"ઢાંઢા જેવી દીકરી" કહે છે તે તેઓના અનુભવની વાત હશે! શું મારા લાયક જ્ઞાતિમાં કોઇ લાયક મૂરતિયો નહિ મળે?–મારા પતિક્ષાભર્યા જીવનમાં પ્રિયતમ નહિ સાંપડે? શું મારૂં જીવન આમ એળે જવા સર્જાયું હશે? આ વિચારોનો પ્રબળ પ્રવાહ મારા મગજમાં વ્હેવા માંડયો. એના વમળો સાથે મારૂં ચિત્ત ખેંચાયું ને મોડી રાત સુધી ઉંઘ મારી આંખોમાં આવી વસી નહિ, અને આવી તો કેટલીય રાતો મારી નિંદર વિહોણી વીતી હશે!

\+ \+ \+

મારી આ વ્યથિત અવદશામાં; જીવનને ભવ્ય બનાવવાની કલ્પનાની આશાઓ ઉડી જતી લાગીઃ કોડ ભરી કોમળ કન્યાની કોમળ ઉર્મિઓ કોઇ સૂકા વેરાનમાં નિર્મળ ઝરણું સૂકાય તેમ સૂકાવા લાગી.

પહેલાં મેં કેટલીય ચાંદની રાતો નીરખી હતી, આકાશમાં લ્હેરાતા ફૂલો જેવાં ચમકતા તારલા નીરખ્યા હતાઃ ને એ રળીયામણી રમણિયતાએ મારા હૃદયને આનંદવિભોર બનાવ્યું હતું. પણ હવે એ રઢિયાળી રાતનું રૂપ મારા મનને અકળાવે છે. ચમકતા તારલા અગ્નિફૂલ શા અસહ્ય લાગે છે. અને જે એ અપાર્થિવ આહ્લાદ પ્રેરક અજવાળાને અતૃપ્ત નયને પીવાની પ્રબળ ઇચ્છા રહેતી તે હવે મારી આંખોને આંજી નાખે છે. જે આનંદ તલસાટમાં લાગતો તે હવે તૃપ્તિમાં હોય એમ લાગે છે. એ તૃપ્તિ માટે અંતર તલસે છે–જેને મારો જીવ ઝંખ્યા કરે છે. એ ઝંખનાએ મારા જીવનમાં અદૃશ્ય એવી વેદનાની વિષમ જવાળાઓ પ્રકટાવી હતીઃ મારા મનને વિહ્વલ બનાવ્યું હતું. ને જીવનથી જાણે અગલ થતી હોઉં એમ કોઇ ઉંડા ચિંતનમાં ને ચિંતનમાં હું અભાન અવસ્થામાં વિહરતી હોઉં એમ મને ભાસતું.

મારી આ પરિસ્થિતિ બહાર પ્રકટ ન થાય એ ભયે હું એકાન્તને મારો સાથી બનાવતી; કેમકે એની સ્થિર સ્નિગ્ધતા મારા અંતરના અવાજનો પડઘો ઝીલતી.

એ દિવસે મારા અંતરના આભમાં એકલતાથી વિચરતી હું મારા ઘરની બારીના છજામાં આવી ઉભી હતી. બાજુમાં મારી ત્રણ વર્ષની નાની બ્હેન પ્રીતિ ઉભી હતી. મારા બાપુજી બહાર ફરવા ગયા હતા. ને મારી બા રસોડામાં રાંધવાના કામમાં ગુંથાએલી હતી: એટલે ઘરમાં એકલી પડતાં મારી નાની બ્હેન પ્રીતિને લઈ હું બારીએ આવીને ઉભી હતી. અને ત્યાં ઉભાં ઉભાં ચોપાટી ઉપર ફરવા નીકળેલાં સહેલાણીઓના સમુહને નિરખી રહી હતી: અને એમાંય હાથમાં હાથ મિલાવીને ચાલતી કેટલીક જુવાન જોડલીઓને જોતાં મારી રોમાવલીઓ ઉભી થઇ જતી. ને દૂર દૂર સામે દરિયા પાર ક્ષિતિજમાં દષ્ટિને ફેંકતાં ઉન્હાળાની નમતી સંધ્યાના સોહામણા રંગો ને શીતળ વાયુની લ્હેરીઓ મારા હૈયાને થનગનાવી જતાં. આ અનેરા થનગનાટનો અપૂર્વ આનંદ લેવા હું મારી દૃષ્ટિને દોડાવી રહી હતી, ત્યાં અચાનક જ મારી દૃષ્ટિએ સામેથી પસાર થતા અરૂણને જોયો: ને એની પણ આંખો મારા તરફ આવી: એની ને મારી દષ્ટિ આંખના પલકારા માત્રમાં એક થઈ ને છૂટી પડી. પણ મારી નજર એની પાછળ દોડી. અને એ એક પળનું આછું દૃષ્ટિમિલન જેમ કોઇ જવાળામુખી ફાટતાં એનો 'લાવા રસ' ધરતીમાં ઉતરી જાય તેમ મારા અંતરમાં ઉતરી ગયું. એની આછી પિછાન મારા કાળજાની કિતાબ ઉપર સજીવ સ્વરૂપે ચમકી ગઇ.

પહેલી વાર અરૂણને મેં અજાણ્યા યુવાન તરીકે જોયો હતો—પર જ્ઞાતિના પુરૂષ તરીકે પિછાન્યો હતો—જ્યારે એ અમારી જ્ઞાતિના એક સ્નેહસંમેલનમાં સૌ પહેલો આવ્યો હતો! એ એ સમારંભમાં આવ્યો ત્યારે એક સાવ સામાન્ય આદમી જેવો લાગતો હતો. એનું ત્યાં ખાસ સ્નેહીને સંબંધી ન્હોતું. તેમજ ખાસ કોઇને એ પરિચિત પણ ન્હોતો. એ બહુ ઓછા જ્ઞાતિજનો સાથે ભળી શકતો એટલા ઘણા ઓછા

માણુસો એના પ્રત્યે એ વેળાએ આવકાર ને માનની દૃષ્ટિએ નિહાળતા. એનો એ લોકોને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે આ અદના યુવાન એમની એ સભામાં આટલ હિંમત દાખવી કંઇક જે એનામાં છે તે તેઓ સમક્ષ વ્યકત કરવા—એ બોલવાનું સાહસ ખેડશે—એનામાં કંઇક બુદ્ધિ બળ હશેઃ એ બળે જન્માવેલા સંગીન વિચારો હશે—એ વિચારોને વ્યકત કરવાની એના હૃદયમાં સ્પૃહા હશે !

અને એ જ્યારે સભામાં બોલવા માટે ઉભો થયો, ત્યારે એના સામે લોકોએ અસગાગુનાથી ઉહાપોહ પણ મચાવ્યો—એને બેસાડી દેવાના યત્ન પણ આદરવામાં આવ્યા. પણ એ તો એની અપૂર્વ આત્મશ્રદ્ધાને દાખવતો અચલ દૃઢતાથી મક્કમ પગલે સભામાં આગળ આવ્યો; ને એનાં કદમ વ્યાસપીઠ ઉપર જવા વળ્યાં. અને જ્યારે એણે બોલવાનો પ્રારંભ કર્યો ત્યારે એની બોલવાની અદ્‌ભૂત છટાએ સૌ કોઇનું ધ્યાન એ તરફ આકર્ષી લીધું—તેમને શાંત બનાવ્યા. એણે એના વેગવંત વહેતા વાણી પ્રવાહમાં પ્રખર ક્રાન્તિપ્રેરક જ્વલંત વિચારોને દર્શાવ્યાઃ અને એ વિચારોથી વિસ્મિત બની જઇ બધા દિગ્મૂઢ શા બની ગયા. અને જ્યારે સભા વિખરાઇ ત્યારે એના માટે મુગ્ધ કંઠે પ્રસંશા કરવા લાગ્યા. જ્યારે કેટલીક ઇર્ષ્યાળુ વ્યકિતઓ અવહેલના પણ કરવા લાગી. પરન્તુ એટલું તો સ્પષ્ટ છે કે એનો પરિચય સાધવા માટે સૌના અંતરમાં ઉત્સુકતા હતી.

મારા બાપુજીનો પણ એ સભાના એક કાર્યકર્તાએ એને સામે આણી ઓળખાણ કરાવી—પરિચય આપ્યોઃ એ પરિચય વેળાએ હું મારા બાપુજીની બાજુમાંજ હતી. જ્યારે અમે છૂટા પડયા ત્યારે અમને એનું એ હાથ જોડીને નમતું ખુલ્લું મસ્તક અને નમસ્કાર કરવાની નમણી રીતે એક પ્રકારની અવિસ્મરણિય છાપ અમારા મન ઉપર ઉપજાવી. એના નયનોમાં ચમકતી શાંત જ્યોતિએ અમારા મનને આકર્ષી લીધાં. એના વદન ઉપર વિલસતા આછા સ્મિતે અનુકમ્પા ને આભારની લાગણી જન્માવી. મારા બાપુજીએ એને અવકાશે અમારે

ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું. પણ એણે એકાદ વખતથી વિશેષ વાર આવી ગાઢ પરિચયમાં ઉતરવાની ભાગ્યે જ દરકાર કરી હતી !!

આ સિવાય એ મને જ્યારે જ્યારે રસ્તામાં મળી જતો ત્યારે એની એજ નિર્મોહી છટાથી ચ્હેરા ઉપર કોઇ ભાવને ફરકાવ્યા વિના સ્થિર દૃષ્ટિ રાખી 'વંદન' કરી ચાલ્યો જતો. એ વખતે એક ક્ષણથી વધુ સમય થોભવાની કે એક શબ્દથી વિશેષ બોલવાની એ ભાગ્યેજ સ્પૃહા દર્શાવતો. ને એનું આ નિઃસ્પૃહી વર્તન મારા મનમાં એક પ્રકારના ન સમજાય એવા આશ્ચર્યને ઉપજાવતું !!!

એના સંબંધમાં મારા જાણવામાં તો એટલું ચોક્કસ આવ્યું હતું, કે એ અમારી જ્ઞાતિનો હતો. અમારા નજીકના ગામનો હતો. એ સુશિક્ષિત ને સંસ્કારી હતોઃ ને સાહિત્યનો શોખીન પણ હતો. એ અહીં કોઇ દૈનિક અખબારની ઓફીસમાં કામ કરતો હતો. એ એકલો હતોઃ અવિવાહિત હતો. એના આપ્તજનો કોઇ એની સાથે ન્હોતાંઃ એના વયોવૃદ્ધ માતાપિતા દેશમાં રહેતા હતા.

અને એની આર્થિક સ્થિતિ કેવી હતી તેની મને ખબર નથી. પણ એટલું તો ચોક્કસ છે કે એના કાંડમાં ગમે ત્યાંથી કમાવાનું કૌવત હતું. અને અમારી જ્ઞાતિમાં એના જેવો યુવાન આટલી મોટી ઉંમર સુધી કુંવારો હોય એ આશ્ચર્યજનક બીના હતી. એની ઇચ્છાથી કે પછી કોઇ કારણોના અંગે એ સંજોગવશાત અપરિણિત અવસ્થામાં છે; એમ સૌ કોઇની માન્યતા હતી. અને જ્યારે જ્યારે એના વિષે કોઇ વાત કરતું ત્યારે એના માટે અનેક સંશયાત્મક વિચિત્ર પ્રકારની સાચી કે ઉપજાવેલી વાતો કરતું. એના માટે અનેક પ્રકારના આશંકાભર્યાં અનુમાનો આગળ ધરતાં અને એના માટેનો કોઇ પણ વ્યક્તિનો ઉંચો અભિપ્રાય બદલવવા–હલકો પાડવા પ્રયત્નો થતા, અને એ શા માટે એમ કરતા એની મને સમજ પડતી નહિ.

અને આવો સરસ જુવાન મારા બાપુજીની આંખો સામે હોવા છતાં શા માટે ન્હોતા જોતા ?–એની સાથે મારા વિવાહની વાત

ન્હોતા છેડતા ?...અને હું માનું છું ત્યાં સુધી તો મારા બાપુજીને એ પસંદ પણ આવ્યો હતો છતાં એના માટે ઉચ્ચારાતી લોકવાણીએ એના વિચારને મારા બાપુજીના મનમાં વસવા દીધો નહિ, એના વિચારને વિકૃત બનાવ્યો હશે–એ વાતને વધતીજ અટકાવી હશે: કેમકે નહિ તો આવો સરસ સંસ્કારી સશક્ત યુવાન મૂકીને એ શા માટે અન્ય સ્થળે ફાંફાં મારે ?

આ પ્રશ્ન એનું જટિલ સ્વરૂપ ધારણ કરી મારા મગજમાં ઘોળાયા કરતો એનો પૂરેપૂરો જવાબ જડતો નહિ !

એ સંધ્યાએ એની પાછળ ગએલી મારી દૃષ્ટિ થાકીને પાછી આવી. મારૂં મન ન સ્હમય એવી અકળામણમાં અકળાવા લાગ્યું. એથી હું કંટાળીને ઘરમાં ચાલી ગઇ–અરૂણ વિષેના આવતા વિચારો ને વિદારવા મથી રહી.

પરન્તુ એ રાતે એના વિચારો મારા મગજના લમણામાંથી ખસ્યા નહિ: મોડી રાત સુધી હું પથારીમાં ઉંઘના અભાવે પડી રહી: અને જ્યારે મારી આંખો મીંચાઇ ત્યારે એમાં ઉંઘ ન્હોતી પરન્તુ મારા જીવનમાં જાગેલી હૈયાની સતત ઝંખના હતી. આ ઝંખનાએ નિંદરમાં શેણુલું મોકલ્યું. અને એ સ્વપ્નમાં અરૂણ મારી સમક્ષ આવ્યો.

ત્યારે અરૂણના ચાલવામાં અપૂર્વ એવી છટા હતી: એના ઉચ્ચારમાં ઊર્મિઓનો ઝંકાર હતો. એની શાંત અને સૌમ્ય મુખમુદ્રા ઉપર અસામાન્ય ઓજસ્વિતાની ઝલક હતી. શ્વેત ખાદીની કફનીમાં ઉછળતો એનો શ્યામસુંદર, સશક્ત ને સુઘડ દેહ કોઇ અવર્ણ્ય લાગણીને જન્માવતો. એના નયનોમાં વિલસતું તેજ કોઇ કિમિયાગરની આંખોમાં હોય એવું લાગતું–મનોહારી ને ચિત્તભેદક ! ! ! એના સ્વરમાં સંગીનના સૂરો ગાજતા–મોહક ને માધર્ય છલકાવતા ! અને એ હળવે પગલે મારી પાસે આવ્યો–એની અપ્રતિમ પ્રતિભાને પાડતો !

.........અને જાણે એનો હાથ મારા ખભા ઉપર પડ્યો ને મારા અંગેઅંગમાં જવાળાઓ પ્રકટી. એકદમ ફરીને મેં એના સામે

જોયું ને એના નયનોમાં નીતરતો સંદેશ ઝીલ્યો. મારી રગોમાં ઉષ્ણ લોહીનો પ્રવાહ ઉછળ્યો. મારા હૃદયમાં ઉર્મિઓનો થનગનાટ ઉપડયો. જાણે મારા અંતરના તલસાટની અવધી આવી... મારી ઝંખના પૂર્ણ થતી લાગી. એના આતુર ઓષ્ઠ મારા અધર પાસે આવ્યા ને મારા બંનેય હાથ એના ગળામાં વીંટળાઇ ગયા. મારૂં જાગૃત સ્ત્રીત્વ શાંત થતુ લાગ્યુઃ અને કેટલીય પળો સુધી જાણે કોઇ આનંદની અભાન અવસ્થામાં ડૂબી હોઉં એમ લાગ્યું. આંખના એક પલકારા માત્રમાં એ બધું બનતું લાગ્યું. પણ પાસુ ફેરવતાં મારો વીંટળાએલો હાથ ખાલી પથારીમાં પછડાયો. ને હું ઝબકીને જાગી ગઇ.

હું કયાં છું ? મેં શું જોયું ? મેં શું અનુભવ્યું ? એ ભાન થતાં જ હું એકદમ ક્ષુભિત બની ગઈ. મારા અંતરમાંથી એક ઉન્હો નિઃશ્વાસ સરી પડયો !

સ્વપ્ન સરી જતાં મારા મનને અફસોસ થવા લાગ્યો. દુઃખ થવા લાગ્યું. કેમકે કુંવારી કન્યાના મનમાં આવો વિચાર આવે એ પણ એની અધમતા છે, તો આ એક સોહામણું સ્વપ્ન હતું ! એ સ્વપ્ન માટે દિલમાં ખેદ થવા લાગ્યો—દુઃખ થવા લાગ્યું. ને એ દુઃખની વેદનામાં ફાટફાટ થતું હૈયું વ્યાકુળ બન્યુંઃ આ વ્યાકુળતામાં ચિત્ત પાછું વિચારોના ચકડોળે ચઢયું. જો અત્યારે મ્હારા મોટા કાકા હોત તો...ને એમના બોલેલા શબ્દો સ્મરણમાં સજીવ સ્વરૂપે ખડા થવા લાગ્યાઃ "છાશ ખાટી થાય ત્યારે ઉકરડે જ ઢોળાય..." પણ મારી સ્થિતિ તો ખાટી છાશ કરતાંય વિષમ હતી. ખાટી છાશ માટે તો ઉકરડો હતો....જ્યારે મારા માટે તો...ન્હોતોઃ આ વિચારોની ભયંકર વિષ્ણુતામાં હું મુંઝાવા લાગી.

આ મુંઝવણના ગુંગળાટમાંથી મુક્ત થવા હું પથારીમાંથી ઉભી થઇ, ને મારા ઓરડાની બહાર પડતી બારી ઉઘાડી બહાર જોવા લાગી.

બહાર ખુલ્લા આકાશમાં મને આથમતી રજનીનું આક્રંદ સંભળાયુઃ કોમળ ચાંદનીનો મ્લાન થએલો ચ્હેરો ભાસ્યો. ને એના ગાલ ઉપર આવીને થીજી ગએલાં અશ્રુબિન્દુ શા ડૂબતા તારાઓ લાગ્યા !!!



# કટાર અને કુરબાની

**ઘ**રના એક અવાવરૂ ખુણામાં કટાર પડી હતીઃ આંખો સામે આ કટાર ચમકી ગઇ. એની ધાર ઉપર કાટ ચઢયો હતો ઘણો કાટ... કાળનો કાટ !

આ કાટના થર હેઠળ કટારની ધાર હતીઃ કાળજાને કોરી નાંખે— એવી કાતીલ ! એની તીક્ષ્ણતા ઉપર કાટ વળગ્યો હતો, પણ એની હેઠળ ધાર હતી—કુરબાની હતી. કટારની ધાર કલ્પનામાં ખડી થઇ. અને કુરબાની કથા બનીને બોલવા લાગી.

'મારા કલેવર ઉપર કાળના—કાટના થર એકસો ને તેત્રીસ ચઢયા છે. એટલે હું જઇફ બની છું: જૂની પુરાણી બની છું, પણ આ તો મારી જવાનીના દિવસોની વાત છે, જ્યારે હું જવાંમર્દ માનવીઓના હાથની શોભા બની રહેતીઃ જાંનિસાર આદમીઓ મને જિગરથી મહોબ્બત કરતાઃ અને કમીના કાયરો મને ભાળીને ભાગી જતા મારા જોબનને જિરવવાની—લડાવવાની એમનામાં તાકત નહોતી.

આ સંવત ૧૮૭૨ ની આથમતી સંધ્યાની વાત છે.

ત્યારે ગુજરાતના પાટનગર અમદાવાદમાં પેશ્વાઇ એકદમ પાંગળી બની ગઇ હતીઃ એના ગાયકવાડી અમલદારોની આપખુદ સત્તાનો

આંધળો દોર, અમદાવાદ અને એની આસપાસ વીંટાઇ ચુક્યો હતોઃ એની નાગચુડ એટલી ભયંકર હતી કે એમાંથી છૂટવાનો કોઇ માર્ગ ન્હોતોઃ દેશકાળ સાવ બગડી ગયો હતો.

જનતા ઉપર જુલ્મ અને જોરતલબીની ઝડીઓ વરસી રહી હતી.

આ અંધકારને પડકારતી હોય એમ એક જુવાન નારી અદ્ભુત નિર્ભયતાથી માથે આખું ઓઢિને કેડમાં દેગડું અને હાથમાં ધડો દોરડું લઇ શાહપુરના બારોટ વાડામાંથી નાકે આવેલા કુવા ઉપર પાણી ભરવા નીકળી. અવનિ ઉપર જાણે અપ્સરા ઉતરી હોય એમ એના અદ્ભુત સૌન્દર્યથી શૂન્યતા સળવળી ઉઠી. એના અશોક રૂપે મહોલ્લો મઢાઇને અનેરી મોહકતાથી રઢિયાળો બની ગયો. એના ચાલવામાં અદ્ભુત એવી છટા હતી કે એના પગનો પગરવ કે ઝાંઝરનો ઝંકાર સરખોય પાસે ચાલનારને કાને પડતાં નહિ.

એ નારી ન્હોતી પણ નારાયણી હતીઃ કારણ કે જ્યારે જ્યારે એ ફળીમાંથી પસાર થતી હોય, ત્યારે ઓટલે બેસી હુક્કો ફૂંકતા ઘરડાઓ એને શરમ અને સંકોચથી ખચકાતી ભાળી, ખુંખારો ખાઇને 'જાવ બા જાવ' કહેતાં માન આપતા હોય, એમ અવળા ફરી બેસતા. એ વીજળી સરે એમ શાંતિથી પસાર થઇ જતી. એને પરણીને આવ્યો પૂરો દશકો થવા આવ્યો હશે પણ હજી કોઇએ એના પગની પાની કે નાકની દાંડી સરખીય ભાળી નહોતી—એના હોઠનો અવાજ સરખોય સાંભળ્યો ન્હોતો. એવાં આ જોબનવંતી જોગમાયાનાં મલાજો અને મર્યાદા હતાં. જેની વૃધ્ધો મુગ્ધ કંઠે પ્રશંસા કરતા કે "મલાજો તો જેસંગના હરિસિંહની વહુનો!"

અંધકારને ઉજાળતી જોગમાયાના અવતાર જેવી હરિસિંહની પત્ની સદુબા—સરદારબા થોડુંક ચાલી હશે, ને એની ઘૂંઘટ વીંધીને બહાર પડતી દષ્ટિએ અંધારામાંથી ઉપસી આવતી એક પુરૂષ આકૃતિ જોઈ. સામેથી પુરૂષ આવતો જોઇ સદુબા સંકોચમાં સ્હેજ ખમચાઇ—પણ મનને મજબૂત રાખી આડું ભાળી આગળ ચાલવા માંડી.

પલવારમાં તો પેલો પુરૂષ એની પાસે આવી પહોંચ્યો. પુરૂષની આંખોમાં એનું આકર્ષક લાગતું રૂપ અંધકારમાંય ખૂંપી ગયું—એ જોગમાયાનું જાજરમાન રૂપ એના હૃદયમાં વસી ગયું. પુરૂષના મનની વૃત્તિઓ વિચલીત બની—એના હૃદયમાં વાસનાનો વિકાર જાગ્યો: આ વિકાર સંયમના બંધને તોડી બહાર આવવા મથતો હોય એમ એણે સદુબા સામે નફ્ફટાઈથી આંખનો એક નિર્લજ્જ ઇશારો કર્યો. ઈશારાનો અર્થ સદુબા આછા ઉજાસમાંય ઓળખી ગઇ. એના અંગે અંગમાં આ અધમ વૃત્તિના આદમી માટે ઘૃણા જન્મી: ગર્વ અને ગુસ્સામાં એના પાતળા ઓઠ મરડાયા. એના શાંત નયનોમાં રોષની જ્વાલા ભભૂકી. જેની અસહ્ય ઝાળે પેલા લોલુપને ડામતી ઉતાવળે પગલે એ આગળ વધી.

સદુબાની તેજસ્વી દૃષ્ટિના તાપથી અંજાઇ પોતાની અધમતાનો અનુભવ કરતો, એ પુરૂષ એકદમ અવાક્ બની એક ક્ષણ ઉભો રહ્યો: અને બીજી ક્ષણે એક લાલસાભરી નિગાહ. સુદુબાની દિશામાં નાંખી આગળ ચાલવા લાગ્યો.

એ થોડેક છેટે ગયો, ને પાછું એની આંખો આગળ મોહનું પડળ આવ્યું: એના પગ આગળ ઉપડતા એકદમ અટકી ગયા—એનું મન પાછળ ખેંચાવા લાગ્યું. એના હૈયામાં ફરી પાછા સદુબાને નીરખવાના મનોરથ જાગ્યા. આ મનોરથોમાં મહાલતાં એનાં કદમ કુવા તરફ ફર્યાં.

કુવામાંથી પાણી કાઢી સદુબા જેવું બેડું ઉપાડે છે ત્યાં એને અંધકારમાં આવતો પેલો પુરૂષ દેખાયો. એને જોતાં જ સદુબાના શરીરમાં ભયની આછી ધ્રુજારી પ્રસરી ગઈ. પણ પરિસ્થિતિને પામી જઇ સદુબાએ મનને દૃઢ કર્યું. અને એક ક્ષણ સ્થિરતાથી સ્વસ્થ બની ઉભી રહી: ત્યાં તો પેલો લોલુપ આદમી લાડ કરવાની ઉન્મિદમાં એની સામે આવ્યો. જેવો એ આગળ વધે છે, ત્યાં વિફરેલી સિંહણ ગર્જે એમ સદુબાએ ત્રાડ નાંખી—"મુવા તારી મા બૂન છે કે નહિ?" ને એકદમ હવામાં દાંતના દોઢ બલૈયાવાળો હાથ વીંઝી એના લમણામાં ઝીંક્યો. એક વેદનાભરી કારમી ચીસ નાંખી એ બાજુ હઠી ગયો. ને લમણા

પરના જખમને પંપાળતો ત્યાંથી એકદમ ભાગ્યો. સદુબા માર્ગ મોકળો થતાં બેડું ઉપાડી પોતાના ઘર તરફ ઉપડી.

આ વાતને અઠવાડીયું વીતી ગયું. પણ પેલા રૂપના પ્રલોભનમાં આકર્ષાએલાના અંતરમાંથી બલૈયું અને બલૈયાવાળી બારોટણનું રૂપ વિસરાયા નહી. એની નિરાશાનું દુઃખ અને અપમાનનો કીનો એના કલેજામાં ખટકો બની ખટકી રહ્યાં.

શાહપુરમાં બારોટ વાડાની નજદીકમાંજ પેલા પ્રલોભન ઘેલા પુરૂષનું મકાન હતું. એટલે રોજ સાંજે ઘેર જતાં આવતાં પેલો ખટકો એના મગજમાં ખટકી રહેતો–એની ખામોશીની આગમાં એનું હૃદય પ્રજવળી ઉઠતું. આ આગને નિવારવા એણે એના નિત્યના ધંધાની હિચકારી હરામખોરીને મદદે બોલાવી. જેના પ્રતાપે એ ઉજળો બનીને અમલદારોમાં ફરતો હતો– ગાયકવાડી સત્તામાં એની અદ્દભુત લાગવગ પહોંચી હતી: આપ ખુદ અમલદારો પોતાની અયશ–તલબી પૂરી કરવા એના આ કૌશલ્ય ઉપર વારી જતા હતા– ખુશામદ કરતા હતા: એની અને એના શાગીર્દ જીવણ ઝવેરીની હોશીયારી ઉપર તો લોકવર્ગને લુંટી સરકારી ખજાનો, અને અમદારોનાં ખીસ્સાં તર થતાં હતાં.

આ લૂંટ એમનો રોજીંદો ધંધો થઈ પડી હતી.

જેમ આ લૂંટ એમનો ધંધો થઈ પડી હતી એમ લૂંટ ચલાવવાની રીત પણ નિરાળી હતી. ઉજળા બનીને આ લોકો જનતામાં ફરતા. અને પોતાની ગોઝારી ફરેબમાં નિર્દોષ માનવીઓને ફસાવતાં. આમાંની એક ફરેબ હતી–'ચામ–ચોરી'ની ! આ 'ચામ–ચોરી' નો ગુન્હો એટલે એમની અધમ નજરનો શીકાર થયેલી કોઇ સારા ઘરની સ્ત્રી ઉપર વ્યભિચારનો ખોટો આરોપ મુકતા–આ આરોપના આધારે એને થાણામાં લઇ જવાની ધમકી આપતા–આ ધમકી વડે ધન

ઓકાવતા.... અને ધન ન મળે તો એને અટકના નામે અમલદારોની ખિદમતમાં પેશ કરતાઃ જ્યાં એ ઓરતની અસ્મત ઉપર આફત ઉતરતી. આવો અધમ અને હિચકારો પેલા આદમીનો ધંધો હતો. જેથી એ જમાનાના લોકો આવા ઇન્સાનોને 'ચાડીયો' કહેતા.

આ ચાડીયાઓની જાલીમ જમાતનો પેલો પુરૂષ આગેવાન હતો. ઉત્તમ 'ચાડીયા' નાં નામે ભલ ભલાના હાંજાં ગગડી જતા. એવા આ ભયંકર ધંધાના ભડવીર ઉત્તમનું એક રૂપગર્વિતા રમણીએ અપમાન કર્યું હતું. એના જેવા વ્યવસાય કુશળ દશા દિશાવળ વણીકને એના વ્યવસાયમાં એક ઓરતે અસફળ બનાવ્યો હતો. આ અસફળતાને અપમાન એના જેવા કુશળ ધંધાદારી માટે એક નાલેશી હતીઃ

આ નાલેશીને નાબૂદ કરવા ઉત્તમે મનમાં નિશ્ચય કર્યો. એક સુંદર સ્ત્રીએ કરેલા અપમાનનો બદલો લેવા બહાર પડયો. એની અવગણનાનું વેર વાળવા એ આપખૂદ અમલદારીના આશ્રયે ગયો.

ભદ્રમાં ત્યારે પેશ્વા સરકારની કચેરી હતી. આ કચેરીના ઉપલા ભાગના અંદરના ખંડમાં ત્રણ જણા કંઇક અતિ ખાનગી વાતો કરી રહયા હતા. જેમાંથી એક મોટા ગાદી તકીયાવાળી બાજઠ ઉપર બેઠેલો, પેશ્વા સરકારનો એ વખતનો કામદાર રામચંદ્ર મોલેલકર હતો. જે ઉંમરે આધેડ છતાં જમાનાનો ખાધેલ લાગતો હતો. બીજા બે જણા નીચે આસન ઉપર બેઠેલા હતા. તેમાં પહેલો ભરાવદાર ચહેરાવાળો પણ કદમાં ઠીંગણો ઉત્તમ હતો, ને બીજો સ્હેજ શરીરે ભારે, પણ બંધાઇથી જોતો જીવણ ઝવેરી હતો.

" હજુર આ ભેટથી તો આનંદરાવ ગાયકવાડ પણ આપણા ઉપર રીઝશે !" આંખને સ્હેજ ઝીણી કરી જીવણ ઝવેરી બોલ્યો.

" ઝવેરી કાકા, આનંદરાવને રીઝવવા જતાં આપણે ન રઝળી પડીએ. ભાટ મારા ભારે કરે એવા છે!" કહેતાં કામદારે હોઠ ઉપર આછું હાસ્ય રેલાવ્યું.

"ભાટ ભારે કરે એવા છે તો અમે કયાં જઈએ એવા છીએ!" દ્રઢતાથી ઉત્તમે ઉત્તર આપ્યો.

"ઉત્તમ! તારી અક્કલમંદી કે હોશિયારી માટે મ્હને શંકા નથી પણ આ ભેટ મેળવતાં ભારે પડી જાય તો...?"

"તો પણ હજુર આપણા હાથ ખાલી નહી રહે. એની ખાત્રી રાખજો! એના અંગ ઉપર નહી; નહી તો અઢિ ત્રણ હજારનો એવજ હશે." વચ્ચેજ દ્રઢતાથી એકદમ ઉત્તમ બોલ્યો.

"તો પછી ફત્તેહ કરો." કહેતાં કામદાર ઉભો થવા લાગ્યો.

"હજુરની મહેરબાની જોઇએ ને?"

"મહેરબાનીજ છે! હું દારોગાને કહી દઈશ કે સિપાઇઓનાં પાંચ સાત માણુસોની ગોઠવણ કરશે."

'બસ, તો હજુરની મોટી મહેરબાની' કહેતાં જીવણ ઝવેરી ને ઉતમ ચાડીઓ ઉભા થયા ને કામદાર ને સલામ કરી એ બહાર જવા નીકળ્યા.

કચેરીમાંથી બહાર નીકળ્યા પછી ઉતમના હૈયામાં હર્ષનો પાર નહોતોઃ એનું મોહ ઘેલું મન ઉલ્લાસના આવેશમાં નાચી ઉઠયું. એના પગમાં નવો ઉત્સાહ આવ્યો. અને આજે રાત્રેજ એ પોતાનું વેર વાળશે એ વિચારને વાગોળતો ઘેર ગયો.

અંધેર અમલની અંધાધુંધીના ઇતિહાસનું એક કાળું પૃષ્ઠ બનીને કાજળ કાળી રાત અમદાવાદ ઉપર ઉતરી...એ ગોઝારી ઘડી આવી પહોંચી. ઉતમ અને એનો શાગીંદ જીવણ ઝવેરી સાત આઠ પેશ્વા સરકારના સિપાહીનાં માણુસો ને દારોગાને આગળ કરી બારોટ વાડામાં દાખલ થયો; ત્યારે શેરીમાં સાવ સ્મશાનની શુન્યતા પ્રસરી રહી હતીઃ મહોલ્લાવાસીઓ વાળુ કરી નીંદરનાં ખોળે ઝુલતાં હતાં.

દુરથી દારોગાને હરિસિંહનું ઘર બતાવી ઉત્તમ ચુપચાપ પાછળ હાથ રાખી ધીમે ચાલવા લાગ્યો. દારોગાએ હરિસિંહનું બંધ બારણું

ઠોક્યું. અને એને ઉંઘમાંથી જગાડયો. ઉંઘમાંથી જાગતાં–"કોણ એ?" કહેતાં હરિસિંહનો કંટાળો ભર્યો અવાજ આવ્યો.

"હું સરકારી દારોગા. બારણું ઉઘાડો" સ્હેજ દમામ દાખવી દારોગાએ ઉતર આપ્યો.

આટલી મોડી રાતે દારોગાનું નામ સાંભળી હરિસિંહના હોંસકોશ ઉડી ગયા. અચાનક અત્યારે સરકારી સિપાઇ શું કરવા આવ્યો હશે? એ વિચારના ગભરાટમાં હરિસિંહે દીવો કર્યો: દીવાનું અજવાળું અને બોલચાલનો અવાજ સાંભળી હરિસિંહની પત્ની સદુબા પણ જાગી ઉઠી. એ દીવા સાથે નીચે આવ્યો. ને બારણું ઉઘાડી દીવો દારોગા સ્હામે ધરી પુછ્યું–"કેમ દારોગાજી કંઇ અત્યારે?',

"તારી ઓરત ક્યાં છે? એને ડોઢી ઉપર અટકમાં લઇ જવાનો હુકમ છે!"

"કોનો?" ભયના ગભરાટમાં હરિસિંહથી પુછી દેવાયું.

" હજુર કામદારોનો" દારોગાએ અડગ નિશ્ચલતાથી ઉતર આપ્યો.

"હજૂરનો હુકમ હશે તો સવારે વાત આમ આટલી રાતે હવાલાતમાં બારોટણ ન આવે!" કહેતાં હરિસિંહના અવાજમાં ઉગ્રતા રણકી.

"સ્હવારે નહી અત્યારે મારે હુકમનો અમલ કરવાનો છે!"

"એવો એનો અપરાધ શો છે?"

"અપરાધ...અપરાધ તો એનો મોટો છે! એણે અનીતિનો ધંધો આદર્યો છે."

"કોણ કહે છે? દારોગા જરા જબાન સંભાળ" કહેતાં હરિસિંહની આંખોમાં ભયંકર રોષ ભભૂક્યો.

"હું કહું છું" ના ઉદ્‌ગાર સાથે ઉત્તમ સ્હેજ *આગળ આવ્યો.

એનો અવાજ ઓળખી બારણાની ઓથે ઉભેલી સદુબા સિંહણની જેમ ગર્જી !–"આ તો પીટયો પેલો રાતવાળો બકકાલ છે!"

"હરામખોર ચાડિયો!" કહેતાં હરિસિંહે બારણામાંથી જ ઉત્તમને એક જોરથી લાત લગાવી ને એ નીચે ગબડયો. ગબડતાં ગબડતાં ઉત્તમ બોલ્યો.

"જુઓ પાછી સતિ થવા જાય છે"

આ બોલચાલ ને ધાંધલના અવાજે મહોલ્લાનાં લોકો જાગી ઉઠયાં. આ શું છે અત્યારે? એ જીજ્ઞાસામાં લોકો હરિસિંહના આંગણામાં એકઠા થવા લાગ્યા, અને થોડીવારમાં તો ત્યાં એક નાનકડું ટોળુ જમા થયું.

"દારોગા સરકારી સિપાહી થઇ આવા શયતાનની વાતમાં ક્યાં આવી ગયા? એ તો હરામી જુઠ્ઠો છે. લોકોને બેહુરમત કરવાનો એનો ધંધો છે! તમે જાવ, હું સ્હવારે આવી હજૂરને મળી જઇશ" હરિસિંહે દારોગાને સ્હમજાવવા માંડયો.

પણ આવા તો અનેક દાવ નાંખી રીઢો થએલો દારોગા માને એમ ક્યાં હતો? એણે તો સદુબાને અટકમાં લઇ જવાનો આગ્રહ રાખ્યો. અને એમ સીધી રીતે નહી આવે તો બળજબરીથી લઇ જવામાં આવશે એવી ધમકી આપી. ત્યા ભેગા થએલા માણુસોમાંથી ઠરેલ દેખાતા એક બે આદમીઓએ દરોગાને સ્હમજાવવા ખૂબ પ્રયત્ન કર્યા. પણ એ હલકો અમલદાર એની હઠમાંથી એકનો બે ન થયો.

આ સ્થિતિમાં હરિસિંહને શું કરવું તે સુઝયું નહી. એની બુધ્ધિ જાણે બ્હેર મારી ગઇ. આ અચાનક ઉતરેલી આફતમાંથી ઉગરવા એણે અનેક આજીજી ભરી ઇબાદત ગુઝારી. પણ પેલા હરામખોરોના લાગણીહીન હૈયાને એની કોઇ અસર ન થઇ. આટલા બધા એની જાતના અને પરજાતના માનવીઓનાં દેખાતાં એની જોગમાયાના જેવી સતિ સ્ત્રીનું અપમાન થતું જોઇ એ એકદમ બહાવરો બની ગયો. એના પૂર્વજોની કુળશીલ–મરજાદા ધુળમાં રોળાતી જોઇ એનું હૃદય વ્યગ્ર બની ગયું.

આ વ્યગ્રતામાં એના મગજના લમણામાં વિચારની એક રેખા ચમકી ગઇ. એ વિચારે એનો પેઢિધર ચાલ્યો આવતો સંસ્કાર વારસો સ્મૃતિમાં જાગૃત કર્યો: અને એ સંસ્કારને સાચવનારી કટાર એની આંખો સામે ઝબકી રહી.... એ ઝબકારામાંથી જન્મેલી કુરબાની યાદ આવી ગઇ.

કટાર અને કુરબાની...! કટારની તીક્ષ્ણતા હરિસિંહના લમણામાં ખુંપી ગઇ. કુરબાનીનો ઉત્સાહ એની રંગોમાં ઉછળી આવ્યો. આ અદમ્ય ઉત્સાહના આવેશમાં હરિસિંહ ઉભો હતો ત્યાંથી એકદમ ઘરમાં દોડયો; અને પોતાના ઉંઘતા બાળકને બહાર ઉંચકી લાવ્યો. પેલા હિચકારાઓની હઠના વીરોધ રૂપે–પ્રતિકારની પ્રબળ ભાવનાના આવેશમાં આવી જઇ એણે દારોગાના દેખાતાં બાળકના કોમળ કલેજામાં કટાર ભોંકી દીધી.

'લે નરાધમ! ઓરતની લાજ લેતાં પહેલાં એના લોહીની લાશ લેતો જા !' કહેતાં એણે બાળકને દારોગાની સામે ધર્યું. બેજાન બનેલા બાળકના દેહમાંથી લોહીની શેડ ઉડી. અને દારોગાના મોઢા ઉપર પડી: લોહી અડકતાં દારોગાના દિલમાં ભયની કંપારી વછુટી અને એ એકદમ પાછળ હઠી ગયો. ને હરિસિંહે બાળકની લાશ આંગણામાં ઉભેલા આંબાની ડાળે લટકાવી.

ઝબ્બે થયેલું બાળક જોઇ ત્યાં ઉભેલી મેદનીના અંતરમાંથી એક અરેરાટી છુટી. ટોળાંના લોકો એકદમ ત્રાસી ગયા. ને "ગજબ થયો ગજબ થયો" એમ પોકારી ઉઠયાં

"એ ગોઝારા ઓછા એમ માનવાના છે ?" કહેતાં ટોળાંના લોકો ઉકેશ્કરાટમાં આવી ગયા. હિચકારાઓની હરામખોરી ઉપર ભયંકર આગ વર્ષાવવા લાગ્યા, ને શું કરવું ? એના વિચારમાં પડયા.

લોકોના હાહાકારમાં ચાડિયા ઉત્તમને પોતાની બાજી હાથમાંથી સરી જતી લાગી. શિકાર છટકી જતો જણાયો. પોતાની ફના થતી ફરેબને અટકાવવા ઉત્તમે આખરી પાસો ફેંકયો—દારોગાજી ! આમ

ફરી ગયે શું વળશે? બારોટની જાત તો આવાં ત્રાગાં કરવા ટેવાએલી છે; માટે સરકારી હુકમને એનો ડર કેવો? હુકમનો તો અમલ જ હોય! સીધી રીતે ન માને તો પરાણે ઘસડી લ્યો!"

"અરે હાં રસુલખાન: પકડો ઓરતને ને લઇ લો થાણામાં" કહેતાં દારોગા સિપાઇ તરફ ફર્યો. ને સિપાઇઓ સદુબાને પકડવા ઘરમાં ઘુસવા લાગ્યા.

"દૂર રહો! મુવા દૈત્યો! જો કોઇએ આગળ ટાંગો મૂકયો છે તો...." કહેતાં સદુબા સાક્ષાત્ ચામુંડાનું સ્વરૂપ ધારી આંખમાંથી અંગાર વર્ષાવતી આગળ આવી: સિપાહીઓ આ શકિતના અવતાર સમી ભવાનીની ભયંકરતા ભાળી, ભયથી ભાગતા હોય એમ પાછા પડયા. ને અદ્‌ભૂત સ્વસ્થતાથી સદુબા આંગણામાં આવી ઉભી રહી: એના નિર્મલ નયનોમાંથી અપ્રતિમ તેજની અસહ્ય ધારાઓ પ્રકટી રહી.

"શું જુઓ છો? મારી મરજાદને આ ચંડાળો અભડાવે એના કરતાં તો તમારે હાથે ખોળીયામાંથી મને છુટી કરો...લાવો કયાં છે તમારી કટાર?" કહેતાં અપાર્થિવ ધૈર્યને દાખવતાં એ એના સ્વામિ હરિસિંહ તરફ ફરી. ને એની આંખો ઉંચે ઉપર ડાળ અધ્ધર લટકતી પોતાના બાળકની લાશને જોઇ રહી. અને એ કૃષ્ણ પક્ષની ચોથના અજવાળામાં વાગેશ્વરીની વિનાશક મુર્તિ બની રહી.

અને ત્યાં તો એક આંખના પલકારામાં હરિસિંહે પોતાની કટાર 'જય અમ્બે'ના ઉચ્ચાર સાથે સતિના શુચિ સીનામાં ભોંકી દીધી. 'હે ભગવાન'ના અંતિમ ઉદ્‌ગાર સાથે સતિ સદુબા એના પતિના પુનિત ચરણોમાં ઢળી પડી.

પોતાના ચરણોમાં નિષ્પ્રાણ પત્નિને પડેલી જોઈ, હરિસિંહની આંખોમાં વેરની વિકાળ જ્યોત પ્રકટી—એના ચ્હેરા ઉપર કિન્નાની કાતીલ ઉગ્રતા ઉપસી આવી. અને એકદમ ઉન્માદમાં આવી ગયો હોય, એમ પાસે ઉભેલા સિપાહીની શમશીર ખેંચી જોરથી ઉત્તમ ઉપર ઝટકો

નાખ્યોઃ પોતાના ઉપર તલવાર તોળાતી જોઇ ઉત્તમ એકદમ નાઠો...એને ભાગતો ભાળી હરિસિંહ 'પકડો એ પાજીને !' કહેતાં એની પાછળ દોડયો.

સદુભાની લોહી નીતરતી લાશ નિરખી, ત્યાં ઉભેલા લોકોમાં રોષ ઉછળી આવ્યોઃ એમનાં કાળજાંએ એક કાળી કમકમાટી અનુભવી. એમનો દબાએલો ઉશ્કેરાટ એકદમ ઉઘાડો બની ગયો—એ શાંત રાત્રીમાં ભારે શોરબકોર જાગ્યો, કાળો કોલાહલ મચ્યો; અને ટોળામાંથી એક કાળી કિકિયારી ઉઠી—"પકડો એ શયતાનોને. આજે સીતમ અહીં ગુજાર્યો છે; આવતી કાલે આપણી પણ એ દશા થશે. એ જુલ્મીઓ જીવતા ન જવા જોઈએ !"

હાથમાં આવ્યું એ હથિયાર લોકોએ લીધું. અને નજરે ચઢયો એ સિપાહીને સીધો કરવા લાગ્યાઃ ટોળામાં આંધળી હલચલ જાગી—જાણે જીવતી ઘેલછા ઘૂમવા નીકળી ન હોય!

આગળ ઉત્તમ ને પાછળ એના કાળના પડછાયા જેવો હરિસિંહ, દોડતા દોડતા ભદ્રના કોટ આગળ આવ્યાઃ હાંફતો હાંફતો ઉત્તમ કિલ્લાની બારી ઉઘાડી જોઈ અંદર ઘુસી ગયો. ને એકદમ એનું કમાડ અડકાવી દીધું. પાછળ આવેલો ક્રોધમાં ધુવાંપુવાં થતો હરિસંહ બારીને ખોલવા ગુસ્સામાં લાતો મારવા લાગ્યો. એટલામાં ટોળાના કેટલાક લોકો તલ્વારો ઉછાળતા ત્યાં આવ્યા ને કિલ્લાને ઘેરી વળ્યા. ઉંચા અવાજે બુમો મારતા પેશ્વાના કાયર કામદારને બારણું ઉઘાડવા લલકારવા લાગ્યા. એમના બંધુ ઉપર ગુજારેલા અમાનુષી અત્યાચારનો ઇન્સાફ પોકરવા લાગ્યાં.

આપખુદ સત્તાના સીતમે જનતાને જાગૃત બનાવી હતી. એનામાં વિદ્રોહનો વિક્રાળ વડવાનલ પ્રકટાવ્યો હતો. દારૂણ દાવાનલ રેલાવતા હોય એમ બળવાખોર બનેલા બારોટો શહેરની શેરીએ શેરીએ ઘૂમી વળ્યો. અને સામે મળ્યા એટલા સિપાહીઓને પૂરા કર્યા; ગામની ગલીએ ગલીએ આ તુફાન ઘેલા લોકો ત્રાસ વર્તવા માંડયા અને ખોળી ખોળીને ચાડિયાઓને ખત્મ કરવા લાગ્યા.

સવાર થતા સુધીમાં તો આ સીતમના સમાચાર સારાય શહેરમાં પ્રસરી ગયા. આ અધમ અત્યાચાર અને એના વાવડ છેક મહાજન મંડળને પહોંચી ગયા. આ ખળભળાટે આખુંય અમદાવાદ હચમચી ગયું–જનતામાં હાહાકાર વ્યાપી ગયો. શું કરવું એ સમજ કોઇને પડી નહિઃ જ્યાં જુઓ ત્યાં શહેરમા અશાંતિની ભયંકર આગ ભડકવા લાગી.

આ આગથી સત્તાની સજીવ પ્રતિમા જેવા અમલદારો એમના આવાસમાં ધ્રુજવા લાગ્યાઃ પોતાના જીવને ખતરામાંથી બચાવવા ખુણે ખાંચરે ભરાઇ ગયા.

બપ્પોર થતામાં, એક વિફરેલા ટોળાને ભાળ મળી કે ચાડિયો જીવણ ઝવેરી ગાયકવાડની હવેલીમાં ભરાયો છે. એને પકડવા આ શહીદો ત્યાં પહોંચી ગયાઃ ટોળાનું ધાંધલ અને ભયંકર ચિત્કારો સાંભળી હવેલીનો કામદાર ગભરાયો. આ ભયંકર ભીષણતા પોતાને પુરો કરશે એ ભયે ધ્રુજતો ગાયકવાડનો કામદાર હવેલીના ઉપલા ભાગની બારીમાં આવી ઉભો રહ્યો. ને હાથ જોડી તુફાને ચઢેલા લોકોને શાંત થવા ઇબાદત ગુજારવા લાગ્યો–"ગુન્હેગારને તમારે હવાલે કરૂં, તો સરકારનું અપમાન થાય, માટે આપ કહો તે સજા હું ફરમાવું–પણ જરા શાંતિ રાખો!" કહેતાં એણે ઉગ્ર ઉશ્કેરાટમાં આવેલા લોકોને શાંત કરવા પ્રયત્ન આદર્યાં.

"એ ગોઝારા ગુન્હેગારને ગામ બહાર કાઢોઃ એનું મોં કાળું કરો!" એકી સાથે ટોળામાંથી અવાજ આવ્યો.

અને સીતમગારોના શાગીર્દ જીવણ ઝવેરીને મોં કાળું કરી હવેલીના કામદારે ચૌટા વચ્ચે ઉભો રાખ્યો. જ્યાં જતા આવતા લોકોએ આ અધમ ઉપર અસંખ્ય ફિટકાર અને પત્થરનો વરસાદ વરસાવ્યો. ને એના ભુંડા હવાલ કરી ગામ બહાર ફેંકી દીધો.

ભૂખ કે તરસની પરવા કર્યા વિના આજ ત્રણ દિવસથી હરિસિંહની સરદારી હેઠળ બાગી બારોટો ભદ્રના કિલ્લાને ઘેરી વળ્યા

હતા. એમના હૃદયમાં વેરનો ભયંકર વડવાનલ ભડકી રહ્યો હતો, આ ભીષણ આગને કોઇ શાંત કરી શકે એમ નહતું. અશાંતિએ શહેર ખળભળી ઉઠયું હતું. લોકોના વ્યહવાર ને વેપાર રઝળી પડયા હતાઃ વ્યવસ્થા એકદમ વિખરાઇ ગઇ હતી.

પ્રલયનું પ્રચંડ પૂર ધુધવતું હોય એમ આંધળી સત્તાના અત્યાચાર સામે ઘેલા બનેલા ઇન્સાફના આશકો 'એ બદમાશને બહાર કાઢો... એ હિચકારાને અમારે હવાલે કરો' એવા વાતાવરણને ભેદી નાખતાં ભયંકર પોકારો કરતા ભદ્રના કિલ્લાને ઘેરી ઉભા હતા.

આ ભયંકર પોકારો સાંભળી ત્રણ દિવસથી કિલ્લામાં ભરાઇ બેઠેલો પેશવાનો કામદાર મોલેલકર જાણે મૌતના મુખમાં સપડાયો હોય, એમ ભયથી ધ્રુજી રહ્યો હતો—એની ભીષણતામાં પોતે ભરખાઇ જશે એ ચિંતામાં મુંઝાઇ રહ્યો હતો. પોતે એક ભયંકર ભૂલ કરી હતી કે ઉત્તમને આશરો આપ્યો હતો. જેની ઉદ્વિગ્નતામાં શુ કરવું એની એને સમજ પડતી નહોતી.

અને એટલામાં શહેરની સલામતી માટે, શાંતિ માટે મહાજનના મોવડીઓ ત્યાં ધસી આવ્યા. એમણે આ મરણીયા બનેલા માનવીઓને શાંત કરવા પ્રયત્ન કરવા માંડયો.

"હરિસિંહ! એ હિચકારાને તમારે હવાલે કરીએ. પછી તમને કંઇ હરકત છે? તમો કહો તે સજા કરીએ? કામદાર પોતે આમાં કંઇ જાણતા નથી" મહાજનના મોવડી જેતસી કાકાએ અવાજમાં ઉમળકો લાવી કામદારની વકિલાત કરી.

"એની સજા તો મૌતજ હોઇ શકે. અને તે પણ કુતરાનું." ઉત્તર આપતાં હરિસિંહના ચહેરા ઉપર વેરાનની ઉજ્જડતા પ્રસરી રહી.

"કબુલ છે! પણ કામદારનો વાંકો વાળ ન થવો જોઇએ!"

"જો મહાજનની ઇચ્છા એવા કમીના કાયર કામદારને

બચાવવાની હોય. તો મારે કંઇ હરકત નથી" અપૂર્વ તટસ્થતાથી હરિસિંહે ઉત્તર આપ્યો.

× × ×

થોડીવારમાં કિલ્લાનાં કમાડ ઉઘડયાં: ઉશ્કેરાએલું ટોળું શાંત બની અંદર ગયું. મહાજનના આગેવાનોએ ઉત્તમને પકડયો. અને પેશ્વાના કામદાર પાસે એના હાથ ઉપર હાથ કડીઓ નંખાવી. એને અવળે મોંએ ગધેડા ઉપર બેસાડયો. ને સરકારી સિપાઇઓના પહેરા હેઠળ આ ચાંડાળને ગધેડા ઉપર સારાય શહેરમાં ફેરવ્યો. અને અંતે કાળુપુર દરવાજા બહાર મૂકયો. જ્યાં ઝનુને ચઢેલી જનતાએ એને ગધેડા ઉપરથી ઘસડી પાડયો. એના ઉપર ઈંટ, પત્થર અને ઢેખારાનો ભારે વરસાદ વરસાવ્યો: આ મારથી એ અધમુવો બની ગયો. અને આખર એ ઢેખારાના ઢગલામાં દટાયો.

ઉત્તમને જનતાએ જીવતાં દફનાવ્યો: એની સાથે અમદાવાદમાંથી ચાડિયાઓનું નામોનિશાન ઉખડી ગયું. કારણ કે બહાદુર બારોટોએ એ જાલીમ જમાતને જબ્બે કરી હતી. એમના અત્યાચારનું ઉન્મૂલન કર્યું હતું: સલામતી ને શાંતિ સંસ્થાપી હતી.

આ શાંતિ સ્થાપવામાં–હિચકારાઓની હસ્તી મિટાવવા માટે એક સતિ નારીએ પોતાની જિન્દગી કુરબાન કરી હતી. અત્યાચાર અને અન્યાયના અગ્નિ કુંડમાં આત્મભોગ આપ્યો હતો, જેની સ્મૃતિ આજે પણ સ્વાર્પણની ભવ્ય ભાવના ભરી સુવાસ આપી જાય છે.

એની સ્મૃતિ રૂપે હજી પણ સમયના ઘસારા ઝીલતું સતિ 'સદુબા'નું દહેરૂ શાહપુરમાં ઉભું છે!" કથા બોલતી એકદમ બંધ થઈ.

કથા બોલતી બંધ થઇ. પણ કલ્પનામાં એ કુરબાનીની કિંમત સમજાવી ગઇ. એ કિંમત કેટલી ભારે છે? કુરબાની કલ્પનામાંથી અદૃશ્ય થઇ ગઇ. પણ હજી કટાએલી કટાર, આંખો સ્હામે એમજ પડી છે!!!



# ક્યાં રહેવું....?

"એક વિશેષ સુધારક લગ્ન વિચ્છેદ !" આ હેડ લાઇન નીચે છપાએલા સમાચાર, એ એકવાર નહિ પણ અનેકવાર વાંચી ગયો. એ વાંચતાં એની રગોમાં વ્હેતું લોહી અટકી ગયું હોય તેમ એ એકદમ સ્તબ્ધ બની ગયો. અને એ જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ સમાચારનો પ્રત્યેક શબ્દ એની આંખોની જ્યોતિને અંગારા બની ઓલવી રહ્યો હોય એમ અસહ્ય લાગ્યું.

એણે છાપાને પોતાની દૃષ્ટિ સામેથી દૂર કર્યું. પણ એથી એના ચિત્તને સ્થિરતા મળી નહિ. એ સમાચારમાં છપાએલું વાક્ય-"થોડાક સમય પૂર્વે થએલા જાણીતા સુધારક અને નેતાની માફક પરાની એક પ્રખ્યાત હાઇસ્કુલના શિક્ષક શ્રી. અશ્વિન દેસાઇ સામે તેમની પત્ની શ્રીમતી શ્રીલેખા દેસાઇએ છૂટાછેડા માગતી અરજ આજે રજીસ્ટારની કોર્ટમાં નોંધાવી છે." આ વાક્ય એના મગજના લમણાની પાટી ઉપર વારંવાર ઘૂંટાવા લાગ્યું. એની આંખે અંધારાં આવવા લાગ્યાં. એ અંધકાર એને અસહ્ય થઇ ગયો; એટલે એણે આંખો ઉપર બન્ને હાથ મૂકી દીધા.

શ્રીલેખા એની પત્ની...! જેના માટે અશ્વિને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો રાખ્યો કે જે એક સામાન્ય વિખવાદને આટલું વિષમ સ્વરૂપ આપશે? આવું અયોગ્ય અને અપમાનજનક વર્તન દાખવશે! આ અઘટિત અને ક્રૂર પગલું ભરવાની ઉતાવળ કરશે? એનો સ્ત્રી સ્વભાવ ઉચ્છ્રંખલતાની અવધી દાખવશે? એની અને પોતાની આમ જાહેરમાં બેઈજ્જતી કરવાની હિંમત ભીડશે? શ્રીલેખાના આ અઘટિત પગલાએ અશ્વિનના હૈયાને ભાંગી નાંખ્યું હતું. અને આ સમાચારે એના ભાંગેલા હૈયાના ઘા ઉપર તેજાબ છાંટયો હતો. જેની વેદના અત્યારે અશ્વિનને અસહ્ય પીડા આપી રહી હતી.

ઉગતી જુવાનીના કેટ કેટલા ઉમંગો ને ઊર્મિઓ સાથે એણે અને શ્રીલેખાએ એક સાધારણ વિદ્યાર્થી જીવનની મિત્રતામાંથી અસાધારણ મિત્રતા નીપજાવી હતી. સ્ત્રી-પુરૂષના જીવનનું સખ્ય સાધવા એ જીવન સાથી બન્યાં હતાં. અને જીવન સખ્યને જાળવવા એમના વિભક્ત આત્માને અવિભકત બનાવવા ભાવનાના આવેશમાં આવી. લગ્ન ગ્રંથીથી જોડાયાં હતાં. આ લગ્ન કરતી વખતે એમણે માબાપની ઇચ્છા જાણવાની દરકાર નહોતી કરી. તેઓની આજ્ઞા વિના જ્ઞાતિ અને કુટુંબીઓની અવગણુના કરી; તેઓને સદાને માટે વિસારવાનું સાહસ કર્યું હતું. અચલ નિશ્ચલતા દાખવી એમણે પરસ્પર સિવિલ મેરેજ એકટ અનુસાર સ્નેહ લગ્ન કર્યું હતું. અને એ વેળાએ એમના હૃદયમાં પરસ્પર માટે કેટલો અગાધ સ્નેહ અને શ્રધ્ધા ભર્યાં હતાં!!! જેમાંથી જન્મેલા એમના આ આવકારદાયક પગલાને મિત્રો તેમજ સ્નેહીઓએ સહર્ષ વધાવી લીધું હતું. એ લોકોએ એમના ઉપર ભાવભીના આર્શિવાદ વર્ષાવ્યા હતા. વર્તમાનપત્રોએ પણ એમના આ પ્રાણાલિકા ભંગ કરતા નવયુગના આવકારપાત્ર પગલાને આવકારી તેમની પ્રતિમાઓ પત્રમાં પ્રકટ કરી, પ્રશંસાનાં પુષ્પો ચઢાવ્યાં હતાં.

પરન્તુ તેનો આમ અચાનક અંત આવેલો જાણી, તેમની વચ્ચે થએલા લગ્ન વિચ્છેદને સાંભળી લોકો શું ધારશે?...એ લોકોમાં પોતે શું

મુખ દેખાડશે ?...એ ભયે અશ્વિનને એકદમ ધ્રુજાવી નાંખ્યો. એના અંગેઅંગમાં એક ભારે ભયપ્રદ રોમાંચ પ્રસરી ગયો. એના ત્રાસિત મગજમાં વિચારોની ઉથલપાથલ મચી. એનું સદાય શાંતિમાં રહેતું ચિત્ત અશાંતિની આગમાં પ્રજળવા લાગ્યું. એના મનની અસ્વસ્થતાને દૂર કરવા એ રૂમમાં ઉભા થઇ લથડતા પગે આમતેમ આંટા મારવા લાગ્યો. જેમ જેમ એ કદમ ઉઠાવતો ગયો તેમ તેમ એના મગજના લમણામાં વિચારો ભારે વેગથી ભરાવા લાગ્યા. એટલે આખરે એણે કંટાળી આરામખુરશી ઉપર જોરથી પડતું મૂકયું–જેમ કોઇ ઝાડની ડાળી ફસડાઇ પડે ! ! !

લગ્ન પ્રસંગે એની આંખો સામે છવાએલી ઉલ્લાસની સોનેરી કિનાર–હર્ષનું ખૂશનુમા આવરણ અને આનંદની પાંખ હવે તૂટી ગયાં હતાં. અને એ એમના સુભગ જીવનની શરૂઆતનો સોહામણો આનંદ હવે એક માત્ર આછી સ્મૃતિ બની વિસ્મૃતિની ગર્તામાં સદાને માટે વિલીન થઇ ગયો હતો.

અત્યારે તો એની આંખો સામે પોતે ભરેલા સુભગ પગલા માટે–પિતાના આશિર્વાદ મેળવવા પોતાને ગામ ગયો હતો, ત્યારે સ્વછંદી ગણીને એના પિતાએ ધિક્કાર્યો હતો, એ આખોયે પ્રસંગ ઊપસી આવ્યો. એના સ્વેચ્છાચારીપણા માટે એના પિતાના ઠપકા ભર્યા ક્રોધનો જ્વાળામૂખી ઝબકી રહ્યો. પોતાના ઉચ્છૃંખલ અને અવિચારી કૃત્યની અધમતા પ્રત્યે તિરસ્કાર વર્ષાવતા એના પિતાનું ભયંકર રોષભર્યું રૌદ્ર સ્વરૂપ એનાં અંતરચક્ષુ સમક્ષ આવીને ઉભું રહ્યું. પોતે કરેલા અક્ષમ્ય અપરાધ માટે ક્રોધની આગથી ધૂંવાફૂવાં બનેલા એના પિતાના કકળી ઉઠેલા વૃદ્ધ આત્માનું કારમું કલ્પાંત એના કાનના પરદા ચીરવા લાગ્યું. જેનું ભયંકર સ્મરણ અત્યારે એના અંતરમાં પરદા ઉપર વ્હેતા ચલચિત્રના પ્રવાહની જેમ સંકલિત રીતે સદૃશ્ય બની ખડું થયું હતું. પોતે કરેલા અઘોર અપરાધની સજા ફરમાવતાં–ઘરમાંથી જાકારો દેતાં એના પિતાએ સંભળાવેલા શબ્દો એના કાળજાને કોરી રહ્યા હતા–

"ખબરદાર, જો ઘરમાં પગ મૂક્યો છે તો—! તું દિકરો નથી. પણ પેલા ભવનો દુશ્મન છે. તેં આટલા વર્ષે મારા ધોળામાં ધૂળ નાંખી. તું તારૂં કાળું કર....તારા જેવા ઉખડેલ અને નામબોળુંને ઘરમાં સંઘરી શો ફાયદો! હજી મારે દુનિયામાં રહેવું છે! સમજ્યો?"

અને આ શબ્દો ઉચ્ચારી ક્રોધથી કંપતો અવાજ નરમ પડી ગયો. એના પિતાનો વૃદ્ધ જર્જરિત દેહ ધ્રુજતો હોય એમ એને લાગ્યું. આ ભયંકર ભણકાર એને ભયભર્યો લાગ્યો. જેને ભૂલવા એ મથી રહ્યો.

અને વાત પણ ખરી! જ્યારે અશ્વિન લગ્ન કરીને પિતાના આશિર્વાદ મેળવવા પોતાને ગામ ગયો ત્યારે એના આ સુભગ પગલાને સ્વચ્છંદી ગણી અને ક્રોધમાં આવી જઇ એના પિતાએ ઠપકા ભર્યું જે કલ્પાંત કર્યું એ કલ્પાંતમાં અશ્વિનને તિરસ્કાર અને અપમાન લાગ્યાં હતાં. એથી જેવાં એ અને એની પત્નિ ગયાં હતાં તેવાં વળતી ટ્રેને ગામ અને ઘરને અંતિમ નમસ્કાર કરી પાછે પગલે મુંબઇ આવ્યાં હતાં. અને ત્યાર બાદ એણે ઘર તરફ ભૂલે ભટકે પણ જોવાની દરકાર નહોતી કરી.

* * *

મુંબઈ આવ્યા પછી અશ્વિનને એની પોતાની વાસ્તવિક સ્થિતિનું ભાન થયું. પિતા તરફથી મળતા રૂપીઆ બંધ થઇ ગયા હતા, એટલે અભ્યાસ પણ અધૂરો રહ્યો. આર્થિક લાચારીને આધિન બની એણે પરાની એક હાઇસ્કુલમાં કેટલીય મુશીબતોના અંતે મળેલી નોકરી સ્વીકારી લીધી હતી. આ નોકરીની પચાસ પોણોસો રૂપીઆની આવક ઉપર એણે પોતાના ગૃહજીવનની શરૂઆત કરવી પડી હતી: જેમ તેમ કરી પોતાના સંસારનો નિભાવ કરવાની હિંમત દાખવી હતી: એથી એના મનને પૂરતો સંતોષ નહોતો, છતાંય પોતે પોતાની ટૂંકી આવકમાંથી શ્રીલેખાના શોખીન સ્વભાવનો શોખ પૂરો કરવા બનતો પ્રયત્ન કરતો. શ્રીલેખાના મનમાં જેથી અસંતોષ ન ઉદ્ભવે તેની પૂરેપૂરી કાળજી રાખતો; આ રીતે એમના જીવનમાં સુખ અને શાંતિ રહે એટલા માટે અશ્વિન અનેકવિધ ઉપાયો વિચારતો,

અને આજ કારણે એમના લગ્નજીવનના આરંભના દિવસો આનંદપૂર્વક પસાર થવા લાગ્યા. તેઓ પરસ્પર પ્રત્યે એક પ્રકારનું અનોખું સુખ અને આનંદ અનુભવવા લાગ્યાં. ને–એમના એ જીવનમાં સ્વર્ગ ઉતર્યું હોય એમ લાગણીઓના પ્રવાહમાં રમવા માંડયાં.

સાંજના જ્યારે થાકીને અશ્વિન નિશાળેથી ઘેર આવતો ત્યારે ઘરમાં રત બનેલી શ્રીલેખાના સુરીલા કંઠનો મધુર ગણગણાટ એની સમસ્ત ક્લાન્તિને વિસારી દેતો, અને પોતાની પ્રતિક્ષાભર્યો મીઠો આવકાર દેતી પત્નિના નાજુક કરકંકણનો મીઠો રણકાર એના ચિત્તમાં પ્રસરેલા અવસાદના આવરણને ચીરી નાંખતો–અનેરી આનંદપ્રેરક હૂંફ આપતો ! શ્રીલેખાના લાવણ્યભર્યા ચહેરા ઉપર સદાય વિલસતું સ્મિત એના મનની સમસ્ત ઉદ્વીગ્નતાને ભૂલાવી દેતું.

પરાના એક નાનકડા બંગલાની ડબલ રૂમમાં એમનો આ સંસાર મંડાયો હતો. અને આ ગૃહસંસારથી સંતૃપ્ત બની રહેતાં દંપતિના સુખી જીવને એમની આજુબાજુમાં રહેતા પ્રત્યેકના દિલમાં પોતા માટે અનન્ય સન્માન ઉપજાવ્યું હતું. એમના સ્વભાવની સરલતા અને મિલનસાર વૃત્તિએ સૌ કોઇના અંતરમાં સમભાવ ભરી લાગણીઓ પ્રેરી હતી. અને એમના શિક્ષણ અને સંસ્કારનો ઓપ ચઢેલા જીવને ઠીક ઠીક પ્રતિષ્ઠા મેળવી હતી.

શ્રીલેખાને સંગીત કલાનો પ્રેમ અને કોમળ કંઠની કુદરતી બક્ષીસના લીધે અહીંના સંસ્કારી સ્ત્રી મંડળોમાં થતા સાર્વજનિક સમારંભો અને નવરાત્રિના ગરબા સંમેલનોમાં એના સંગીત શોખે અગ્રસ્થાન અપાવ્યું હતું. જેથી એના હૈયામાં હર્ષભરી લાગણીઓ અને મળતા વિશિષ્ઠ સ્થાન માટે ગર્વ ભર્યો આનંદ જન્મતો.

* * *

એક દિવસે અશ્વિન નિશાળેથી ઘેર આવી કપડાં કાઢતો હતો. ત્યાં એની રમતિયાળ સ્વભાવની પત્નિ આવીને એની સામે મુગ્ધત

ભર્યા હાસ્યને ચમકાવી બોલી–"આવતી કાલે અમારા સ્ત્રીમંડળના ગરબા છે!" આ સાંભળતાં જ. અને સામે કિરણાવલી શી સૌન્દર્યમૂર્તિ પોતાની પત્નિને નિહાળતાં અશ્વિનના ચિત્તની ત્વરતા ક્યાંય ચાલી ગઇ.

'એમ સારી વાત છે' કહેતાં અશ્વિને એના કોટને એક હાથે ખીંટી ઉપર ટંગાવતાં બીજા હાથે શ્રીલેખાના ગાલ ઉપર એક ધીમી ટપલી લગાવી.

'ઉહ તમેય આમ શું કરો છો?' કહેતાં એ લજ્જાના ભારથી નીતરતી રસોડામાં ચાલી ગઇ, અને અશ્વિન માટે જમવાની તૈયારી કરી, થાળીઓ પીરસી દીધી. અશ્વિન જમવા માટે હાથ પગ ધોઇ શ્રીલેખાના સામા પાટલે આવીને બેઠો. એ વખતે શ્રીલેખાના વાળમાંથી છુટી પડેલી એક લટ એના ચહેરા ઉપર ફરકી રહી હતી; જેને જોતાં અશ્વિના ભાવુક હૃદયમાં પૂર્ણિમાના ચન્દ્ર ઉપર આવેલી આછી વાદળીનો ભાસ થયો.

"જમીને જરા આપણે બહાર જઇએ તો?" રોટલીનો ટુકડો મોંમાં મુકતાં શ્રીલેખા બોલી.

"કેમ, એટલી બધી શી ઉતાવળ છે?" એકા એક અશ્વિનથી પુછી દેવાયું.

"કાલે મારે ગરબામાં પહેરવા લાયક એકકેય સારી સાડી નથી તો લઇ આવીયે.'

"હાં જઇએ ત્યારે...!" અશ્વિને સંમત્તિ દર્શાવી, પણ શ્રીલેખાની માગણી સાંભળી એનો ચહેરો એકદમ પીળો પડી ગયો. જેની જાણ શ્રીલેખાને ન થાય એટલા માટે અંતરસ ગયું હોય એવો દેખાવ કરી પાણીનો પ્યાલો મોં આગળ લાવી પીવા માંડયું. અને આ રીતે અશ્વિને મનની વ્યથાને છુપાવી. પરંતુ એથી એ પત્નિના શોખની સમસ્ત સામગ્રી કેવી રીતે વસાવી શકે? અત્યારે એટલી એની આવક

કે શ્રીમંતાઇ નહોતી. છતાંય એણે પરિસ્થિતિને વિચારી જમતાં જમતાં પતિને નિરાશ નહી કરવાનો નિર્ણય કર્યો.

જમી પરવાર્યા બાદ અશ્વિન કોઇ મિત્ર પાસેથી ઉછીના પૈસા લઇ આપી દેવાશે એ વિચારે શ્રીલેખાને સાથે લઈ સાડી ખરીદવા નીકળ્યો...!

* * *

સ્ત્રી મંડળનો આ ગરબા સમારંભ જ્યારે પૂર્ણ થયો ત્યારે મંડળના અધ્યક્ષ લેડી પ્રેમાબાઇએ શ્રીલેખાની પાસે જઇ—"વાહ શ્રીલેખા બ્હેન તમે તો મંડળનો રંગ રાખ્યો!" કહેતાં અભીનંદન આપવા લાગ્યા; ત્યાં નિમંત્રિત મહેમાનોએ પણ શ્રીલેખાના સુરીલા કંઠ અને મધુર સ્વર નિયોજન માટે અનેક અભિનંદન આપ્યાં. કુદરતની નવાજેશ જેવી શ્રીલેખાની સંગીત કલાની સાધના માટે લોકો મૂક્ત કંઠે પ્રસંશા કરવા લાગ્યા: અંતે સમારંભની વિસર્જન વેળાએ શ્રીલેખાના એક ઓળખીતા સજ્જને એમની સાથે આવેલા બીજા ગૃહસ્થનો પરિચય કરાવ્યો કે—"આ ભાઇ શ્રીકાન્ત, જાણીતી રેકર્ડ કંપનીના મુખ્ય સંચાલક છે અને એમને તમારા જેવા સંગીત શોખીન કલાકારની જરૂર છે. જો તમને હરકત ન હોય તો તમારા સ્વરને રેકર્ડઝમાં ઉતરાવો: આપનો કંઠ જરૂર બન્નેયને કીર્તિ અને કલાદાર આપાવશે! તમારા જેવા આગળ પડતા વિચારવાળાંએ તો જરૂર આ ક્ષેત્રમાં પડવું જોઇએ." અને પછી પેલી કંપનીના સંચાલક ગૃહસ્થે જણાવ્યું: "આપણે ત્યાં હજી બંગાલ કે મહારાષ્ટ્ર જેટલો સંગીતકલાનો વિકાસ થયો નથી: કારણ કે વ્યવસાયી ક્ષેત્રમાં આપના જેવા સુશિક્ષિત અને સંસ્કારી સન્નારીનો સહકાર સાંપડ્યો નથી. જે જરૂર આપના જેવાં સગીત પ્રેમી માટે એક પ્રગતિકારક ક્ષેત્ર છે. જો આપને હરકત ન હોય તો અવશ્ય અમારે ત્યાં આપના ગીતોની એકાદ બે રેકર્ડસ ઉતારીએ!"

પરંતુ આ વખતે શ્રીલેખાએ તેમને કંઈ જવાબ આપ્યો નહીઃ ને ચહેરા ઉપર આછું સ્મિત ફરકાવી મૌન સેવ્યું. જેથી શ્રીકાન્તે કહ્યું:—"હાલમાં કંઈ જવાબની ઉતાવળ નથી. આપ નિરાંતે મી. દેશાઈની સંમતિ લઈ જવાબ આપશો. લો, આ મારું વિઝીટીંગ કાર્ડ" કહેતાં નમસ્કાર કરી તેઓ છુટા પડયા.

ગરબા સમારંભની સફળતાએ શ્રીલેખાના હૃદયને હર્ષ વિહ્વલ બનાવ્યું હતું. અને એના આનંદભરિત અંતરમાં નવો આશાનો ચમકાર ચમકી ગયો હતો, એનું સંગીત ઘેલું હૈયું રેકર્ડઝના પ્રલોભનમાં સંગીતની કોઈ નવી પ્રેરણાનાં પીયૂષ નિરખી રહ્યુ હતું. મનોરથોની આ મનોહર સૃષ્ટિમાં વિહરતાં શ્રીલેખા રાત્રે ઘેર આવી: ઘેર આવીને એણે અશ્વિનને રેકર્ડઝ ઉતરાવવા માટેની વાત કરી: આશ્વનને રેકર્ડઝ ઉતરવામાં કંઈ હરકત ન લાગીઃ એને પણ આ એક નવો પ્રગતિકારક પંથ લાગ્યો: જેમાં જરૂર શ્રીલેખાની સંગીત કલા વિકાસ પામશે એવી એના અંતરમાં પણ શ્રદ્ધા જાગી; ને એણે: પણ સંપુર્ણ સંમતિ આપી.

કુદરતે શ્રીલેખાને કોમળ કંઠની બક્ષીસ આપી હતી. અને જે બાળપણમાં માબાપને ત્યાં શાસ્ત્રીય સંગીતની તાલીમ મેળવી વધુ ફૂમાશદાર બન્યો હતો. આવા મધુર કંઠના સ્વરોમાંથી રેલાએલાં ગરબા ગીતો જનતા માટે મુગ્ધનીય બને તેમાં આશ્ચર્ય જેવું શું હતું? જનતામાં એનાં ગીતો સ્મૃતિના ગુલાબ જેવાં બની મઘીમઘી ઉઠયાં: એની પ્રતિષ્ઠાએ એને રેડીયો ઉપર ગાવાનું ભાવભર્યું નિમંત્રણ મળ્યું. અને આ નવા કાર્યક્ષેત્રમાં પણ એને સફળતા ને સિદ્ધિ બંન્નેય સાપડયાં; હવે જનતામાં શ્રીલેખા એક શ્રેષ્ઠ સંગીતકાર તરીકે ઓળખાવા લાગી: જીવનમાં એનો સામાન્ય શોખ હતો તે હવે અસામાન્ય બની ગયો: જેમાંથી એને કીર્તિ સાથે કલાકાર પણ મળવા લાગ્યા: એનો કલાનો વ્યાસંગ આમ વ્યવસાય બની ગયો.

પહેલાં એને સંગીતમાં પ્રસિદ્ધિનું પ્રલોભન હતું: હવે એમાંથી મળતી આર્થીક સ્હાય એક અદ્ભૂત આકર્ષણ જેવી લાગતી હતી:

જેથી એનો મોહ મૂકી દેવાય તેમ નહોતુ. એટલે સંગીત પરોક્ષ નહી પણ અપરોક્ષ રીતે એના જીવનમાં વ્યવસાય બની ગયું હતું.

અને આ વ્યસાયમાં પડતાં શ્રીલેખાના ગૃહજીવનમાં અનિયમિતતા આવી ગઈ: જે અશ્વિનના અંતરમાં શૂલ બનીને ખટકવા લાગી: પરન્તુ એ શ્રીલેખાને સ્પષ્ટ રીતે કહી શકતો નહી: કારણ કે એના માટે અશ્વિનના અંતરમાં પુરતો સમભાવ અને સહાનુભૂતિ હતાં: અને કદાચ કોઇ દીવસે કંટાળી જઇ એનાથી આ અનિયમિતતા માટે કંઇ બોલી જવાતું તો શ્રીલેખા એને સંતોષ આપતી અને ધીમેથી સમજાવતી કે–"ક્યાં આ આપણો ધંધો છે. આ તો ઠીક! બેઠાં કરતાં બજાર ભલા! આ રીતે બે પૈસા મળે છે તો શું કામ ગુમાવવા જોઇએ? પાસે હશે તો કોઇ દિવસ કામ આવશે! ઘરનું કામ તો રામા પાસે પણ કરાવાશે!" અને આ શબ્દો અશ્વિનના અંતરને તસલ્લી આપતા. એના મનમાં ઉદ્‌ભવેલો અભાવ અલોપ થઇ જતો: ઉલ્ટું, એના મનમાં આવા સંકુચિત વિચાર આવવા માટે પસ્તાવો થતો: 'સ્ત્રી જો આર્થિક સ્વતંત્રતા મેળવતી હોય તો પુરૂષે અટકાવવાની શી આવશ્યકતા છે?' એમ મનમાં વિચારતો.

સ્ત્રી સ્વાતંત્ર્યમાં સંપૂર્ણ શ્રદ્ધાવાળા અશ્વિન પાસે એક દિવસે એનો પુરાણો મિત્ર પ્રફુલ્લ આવ્યો: અને એણે શ્રીલેખાએ સાધેલી સંગીત કળાની પ્રશંસા કરવા લાગ્યો–અશ્વિનને આવી યોગ્ય અને કલાકાર જીવનસાથી મળવા બદલ ધન્યવાદ આપવા લાગ્યો. પ્રફુલ્લ અશ્વિનનો બાળમિત્ર હતો. જે કોલેજમાં અધવચથી અભ્યાસ મૂકી દઈ કોઇ ફિલ્મ કંપનીમાં દિગ્દર્શક બન્યો હતો. એણે અશ્વિનને કહ્યું કે, "જો શ્રીલેખા અમારા ચિત્રજગતમાં આવે તો અવશ્ય સફળતા ને સિદ્ધિ મેળવે! આજકાલ તો ફિલ્મી દુનિયામાં કેટલીય સારા કુટુંબની યુવતીઓ– 'સોસાટી ગર્લ' આવીને અભિનેત્રી બની છે!" એમ કહીને એણે એક બેનાં નામ ઉચ્ચાર્યાં. એટલામાં શ્રીલેખા પણ ત્યાં આવી ને બેઠી.

"જો અશ્વિન તું કહેતો હોય તો અમારે ત્યાં હમણાં નવા શરૂ થતા ભક્તિચિત્ર 'મિરાંબાઇ'માં શ્રીલેખા માટે મીરાંની ભૂમિકાની

ગોઠવણ કરૂં: જરૂર ભૂમિકા એમને યોગ્ય છે કારણ કે કુદરતે આવો કોમળ કંઠ આપ્યો છે તો જરૂર એ ભૂમિકામાં શ્રીલેખાબહેન એમના સંગીતના પ્રતાપે દીપી ઉઠશે !' કહેતાં પ્રફુલ્લે શ્રીલેખા તરફ જોયું. એની એ જોવાની રીતમાં કંઈક અર્થસૂચક દૃષ્ટિ હતી.

'મને વાંધો નથી જો શ્રીલેખાની ઇચ્છા હોય તો ! કારણ કે કામ એમને કરવાનું છે એટલે એમને અનુકુળ આવે ન આવે તે જોવાનું એમને રહ્યું !' અશ્વિને જવાબ આપ્યો.

થોડીક ક્ષણો શ્રીલેખા કંઇ બોલી નહિ: અને એ અશ્વિન તરફ નિહાળી રહી: પછી પ્રફુલ્લ તરફ ફરીને બોલી: "પ્રથમ તમે તમારી વાર્તા વાંચવા દો અને જો એ મને ગમશે તો હું જણાવીશ."

"વાર્તા તો હું તમને કાલે વાંચવા આપું...એ તો અમારા પંડીતજીએ ઘણી સુન્દર લખી છે. તમો વાંચીને જ કહેશો." પ્રફુલ્લે જવાબ આપ્યો. ત્યાર બાદ તેઓ થોડી આડી અવળી વાતો કરી બીજે દિવસે સ્ટુડીઓમાં જવાનો સમય નક્કી કરી ઉભા થયાં: અને અશ્વિન અને શ્રીલેખા પ્રફુલ્લને દરવાજા સુધી વળાવી આવ્યાં.

× × ×

આ રીતે શ્રીલેખા મીરાંબાઇના ચિત્રની અભિનેત્રી બની: એનું પ્રથમ ચિત્ર એના સંગીત અને અભિનયથી એક ઉમદા ચિત્ર સાબિત થયું. અને સર્વત્ર અજોડ આવકાર મળ્યો: ચિત્રની સફળતા સાથે લોકોમાં પણ શ્રીલેખાની પ્રસિદ્ધિ અને ચાહના વધી પડયાં: એની નામના પ્રથમ પંકિતના કલાકારોમાં ગણાવા લાગી.

અશ્વિનની નોકરી છૂટી ગઇ હતી: અને હવે તે નિયમિત રીતે શ્રીલેખા સાથે સ્ટુડીઓમાં હાજર રહેતો હતો; કારણ કે હવે એને નોકરી કરવાની જરૂર પણ નહોતી. શ્રીલેખાના પગારની આવક એના પગાર કરતાં વીસ પચ્ચીસ ગણી વધી ગએલી હતી: હવે એમના જીવનમાં પણ અજબ એવો પલટો આવ્યો હતો: એમના પહેરવેશમાં પણ પહેલાંની સાદાઇ રહી નહોતી: એમનું ઘર પણ પરાની ચાલની ડબલ રૂમ મટીને

હવે એક આલીશાન બંગલો બન્યો હતોઃ જે આધુનિક સામગ્રી અને સાધનોથી સુસજ્જિત હતોઃ ઉપરાંત ઘેર મોટરકાર અને બે નોકર પણ આવ્યાં હતાંઃ એમનો ઠાઠ અને સાહ્યબી સંપૂર્ણ આધુનિક સભ્યતાને શોભે એવાં હતાંઃ જેનો આનંદ ઉભયનાં અંતરમાં એકસરખી રીતે અનુભવતાં હતાં. એમની આર્થિક વિટંબણાઓનો એકદમ અંત આવ્યો હતો; જીવનમાં આવેલી સરળતાએ એમના મનમાં ઉલ્લાસ ભર્યો—સ્વભાવમાં ગર્વ ઉપજાવ્યો હતો.

પરન્તુ એક દિવસે અશ્વિન શ્રીલેખાની કંપનીના પ્રકાશન વિભાગની ઓફીસમાં બેસી છાપાં ઉથલાવી રહ્યો હતો. એ છાપાંમાં આવેલ શ્રીલેખાની પ્રસિદ્ધિને નિહાળતો હતો. ત્યાં બેએક પત્રકાર બિરાદરો ત્યાં આવ્યા. આ પત્રકારોને જ્યારે એ સંસ્થાના પ્રકાશન અધિકારીએ ત્યાં બેઠેલા અશ્વિનની ઓળખાણ કરાવી—તેનો પરિચય આપ્યો. એ પરિચયમાં એને વિલક્ષણતા ભાસીઃ "મિ અશ્વીનકુમાર શ્રીમતી શ્રીલેખાના પતિ !" કહેતાં જ્યારે પ્રકાશન અધિકારી અને પેલા પત્રકારો કંઈક મર્મભર્યું હસ્યા ત્યારે એના અંતરમાં કંઈક નવો જ પ્રકાશ પડયો.

અત્યાર સુધી શ્રીલેખા શ્રીમતિ દેશાઈ તરીકે ઓળખાતી હતી. હવે અશ્વિન શ્રીલેખાના પતિ તરીકે ઓળખાવા લાગ્યો. આ પરિવર્તન પામેલી એના પરિચયની રીતમાં એને પોતાનું વ્યકિતત્વ પાછળ પડતું લાગ્યું. અત્યાર સુધી એનું ચિત્ત શ્રીલેખાની પ્રગતિમાં રાચતું, પણ હવે એ પ્રગતિએ મેળવેલી પ્રતિષ્ઠાને માપવા લાગ્યુ. એની પત્નિ કીર્તિના ગિરિ કેન્દ્રે પહોંચી હતી, જ્યારે એ સાવ નીચે તળેટીમાં ઉભો હતો. પત્નિની વિરાટ પ્રતિભા સામે એ એને પોતાનેજ વામન ભાસવા લાગ્યો. એની પત્નિએ અવશ્ય પ્રગતિ કરી હતી, જ્યારે એનું પોતાનું પતન થયું હતું, અને આ પતનનો રંજ એના હૃદયમાં ખટકી ગયો. પરસ્પરની મહત્તાની માપણીમાં એને પોતાને પામરતા સાંપડી. આ પામરતાથી એના હૈયા ને સંકોચનો ભારે આંચકો લાગ્યો. એનું પુરૂષત્વ હણાતું હોય એમ લાગ્યું. એના શાંત મગજમાં વિચારોનું તુફાન જાગ્યું.........!

જ્યારે જ્યારે અશ્વિન હવે એકલો પડતો એટલે એનું મન વિચારના ચકડોળે ચઢી જતું: હવે શ્રીલેખા સાથે એ સ્ટુડીઓમાં જતો નહિ: એટલે એકલતા એના મગજમાં અનેક પ્રકારના વિચારો જન્માવતી: આ વિચારોના ભારે એના મગજમાં નબળાઇ આવી: એના સ્વભાવમાં સુસ્તીને ગ્લાનિ જન્માવ્યાં: સાંજે શ્રીલેખા ઘેર આવતી ત્યારે એ પહેલાંની જેમ એની સાથે રસપૂર્વક વાતોએ વળગતો નહિ અને જાણે પોતાને શ્રીલેખામાં રસ રહ્યો ન હોય; તેમ એક જાતનું અલગાપણું અનુભવતો.

આ સ્થિતિમાં અશ્વિનનું શારીરિક સ્વાસ્થ્ય હણાઇ ગયું. ને માનસિક નબળાઇથી એનું શરીર પણ નંખાઇ જવા લાગ્યું. એને ઝીણો તાવ આવવા લાગ્યો.

શ્રીલેખા દિવસ ભરના શ્રમથી થાકીને કંટાળી જતી; સાંજે એ ઘેર આવતી પણ વિશ્રાંતિની આતુરતામાં એને અશ્વિનની અલિપ્તતા જણાતી નહિ: "કેમ છે હવે?" એમ પૂછીને તે પોતાની વિશ્રાંતિની વેતરણમાં પડી જતી, જ્યારે અશ્વિનને એની માનસિક ઉદ્વિગ્નતાએ એના અંગને પણ અસ્વસ્થ બનાવી દીધું હતું. અને આ અસ્વથતાની નબળાઇએ એના સ્વભાવને પણ ચીઢીયો બનાવ્યો હતો: અશ્વિન કોઇ કોઇ વખત શ્રીલેખાને કહેતો કે-"તું આજે સ્ટુડીઓમાં જવાનું માંડી વાળ!" પણ શ્રીલેખા શેઠની તાકીદના અંગે તેમ કરી શકતી નહિ; ઉલ્ટા એને કોઇ કોઇવાર તો રાત્રે પણ શુટીંગમાં જવું પડતું.

આ પરિસ્થિતિમાં શ્રીલેખાના વ્યવસાયી જીવને એમના પહેલાના જીવન કરતાં અત્યારે કંઇક વિભિન્નતા ઉપજાવી હતી; જેથી અશ્વિનને શ્રીલેખાના વર્તનમાં તોછડાઇ દેખાતી; એની પાસે શ્રીલેખાની ઓછી હાજરીને લીધે એનામાં આપ વડાઇનું અભિમાન આવ્યું હોય એમ લાગતું. કારણ કે અશ્વિનના અંતરમાં જાગેલી સહવાસની ભૂખે એના હૈયાને ભાંગી નાખ્યું હતું. જેથી એનુ મન અનેક પ્રકારની આશંકાઓ કરવા લાગ્યું.

એ દિવસે શ્રીલેખા સ્ટુડીઓમાંથી ઘેર રાત્રે મોડી આવી. અને કપડાં બદલવા માટે અશ્વિનના ખંડમાં ગઇ જ્યાં અશ્વિન પલંગમાં સૂઇ રહ્યો હતો. કબાટ ખોલવાના અવાજે અશ્વિન જાગી ગયો; અને શ્રીલેખા તરફ નિહાળી રહ્યો: શ્રીલેખા કપડાં બદલતી હતી એટલે એના શરીરનો ભાગ અર્ધ ઉઘાડો બન્યો હતો. શ્રીલેખાને નિહાળતાં જ્યાં અશ્વિનની દૃષ્ટિ એની નાભી ઉપર ગઇ અને એ એકદમ ચમકયો. કયાંય સુધી એ શ્રીલેખાને એમને એ એમ તાકી રહ્યો. શ્રીલેખાની નજર એના ઉપર પડી ને એ જાગે છે એમ જાણી એના તરફ ફરી, તો અશ્વિનની નિસ્તેજ બની ગયેલી આંખોમાં કોઇ રાની પશુ જેવું ભયંકર તેજ ચમકતુ લાગ્યું. એનો સખ્ત બનેલો ચહેરો ગુસ્સાથી લાલચોળ થએલો લાગ્યો, અશ્વિનનું આવું સ્વરૂપ જોઇ એ ભયભીત બની. એની આંખો અશ્વિનની ભયંકર દ્રષ્ટિને ન જીરવી શકી અને એ આર્જવતાથી બોલી "આમ મારી સામે શું જોયા કરો છો ?" છતાં અશ્વિને કંઇ જવાબ ન આપ્યો: "તમને કેમ છે ? તબીયત તો ઠીક છે ને ?"

"મારી તો ઠીક છે પણ તારી કેમ છે ?" એકદમ ગુસ્સામાં ઘૂરકતાં અશ્વિન બોલ્યો:

"મને શું થવાનું છે ? આજે તમે ગંભીર ને ચીઢએલા કેમ છો ?" શ્રીલેખાએ સ્હેજ કુમાશથી પૂછ્યું.

"શ્રીલેખા ! આજે હું ચીઢીઓ છું, કાલે પાગલ લાગીશ" કહેતાં અશ્વિન એને રોષભરી એ નજરે તાકી રહ્યો.

"હું તમને કયાં પાગલ કહું છું, નાહક ગુસ્સે શું કામ થાવ છો ?"

"ગુસ્સે ન થાઉં તો શું કરું ? આજે હું પાગલને પાંગળો બન્યો છું; કે જેથી મારે આ દિવસ જોવાનો આવ્યો:"

"કેવો દિવસ ?"

"તારા પતનનો...!"

"મારા પતનનો ? આ તમે શું બોલો છો ?" ચમકીને શ્રીલેખાએ કહ્યું.

"હાં, હા. તારા પતનનો. તારું ભારે અંગ આજે હલકું કેમ દેખાય છે ?"

"અરે ! હાં, હું તમને કહેવાનું ભૂલી ગઇ; મને દોઢેક માસ થયો હતો અને કંપનીના માલિક મિ...ના કહેવાથી મારે ફરજિયાત એબોર્શન કરાવવું પડયું. કારણ કે ચિત્રમાં મારી એક કુમારિકાની ભૂમિકા છે ને એથી વિકૃતિ ન આવે !"

"ચિત્રમાં વિકૃતિ ન આવે એટલા માટે તેં તારી જાતને વિકૃત બનાવી: તું સ્ત્રી છે કે રાક્ષસી ?...સાળી કુલ્ટા !" કહેતાં અશ્વિન ગુસ્સામાં ધ્રુજવા લાગ્યો:

"પણ એમાં હું શું કરું ? પેટને ખાતર જ કરવું પડયું છે ને ! ન કરું તો નોકરી જાય !"

"પેટને ખાતર તું પિશાચિની બની....તારી પોતાની જ જાતને તું ભરખી ગઇ. તેં કુદરતની પણ અવગણના કરી: તારી અધમતાને પણ અવધી નથી. ધિક્કાર છે તને !" કહેતાં અશ્વિન શ્રીલેખાની નજીક જઇ તેને એણે એક જોર લાત લગાવી દીધી. શ્રીલેખાનું માથું કબાટના બારણા સાથે ભીચકાયું. અને બારણાનો કાચ તેના કપાળમાં ભોંકાઈ ગયો: શ્રીલેખા "ઓ બાપ રે" કહેતી ઢગલો થઇને નીચે પડી. અશ્વિન પોતાના પલંગ ઉપર જઇ સૂઇ ગયો. શ્રીલેખાને કપાળમાં પડેલા ઘાની વેદના અસહ્ય લાગી: એના મગજમાં ચક્કર આવવા લાગ્યાં: અશ્વિનના આવા ક્રુર વર્તાવની એણે કદિ આશા નહોતી કરી. એ આટલો ભયંકર બનશે. એવી કલ્પના પણ નહોતી. છતાં આજે એ આવો ક્રુર બન્યો. એનામાં થએલો આ એકાએક ફેરફાર એને અમાનુષી લાગ્યો. આ અમાનુષી વર્તાવમાં એને અશ્વિનની આપખુદી લાગી. જેથી એના મગજમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા.

ક્યાંય સુધી એ વિચારો કરતી બેસી રહી. પણ એની વેદના ઓછી થઇ નહિ. આ વેદનામાંને વેદનામાં એને અશ્વિન એક ભયંકર પુરૂષ લાગ્યો. એના પ્રત્યેની એની સમસ્ત સહાનુભૂતિ ચાલી ગઇ. અશ્વિન પ્રત્યે એના દિલમાં ઘૃણા જન્મી. અત્યાર સુધી સુષુપ્ત રહેલો એનો બળવાખોર સ્ત્રી સ્વભાવ જાગૃત બન્યો. એના અંતરે અશ્વિન સામે બળવો પોકાર્યો. "ભલે એ પતિ છે તો શું થયું ?... આજે પરવશ તો એ છે કે જે આળસુ બનીને ઘરમાં પડી રહે છે, પોતાના આધારે જીવે છે, છતાં આટલી હદે પહોંચવાની હિંમત કરે છે ? પોતે તો સ્વતંત્ર છે ક્યાં એના આધારે રહેવાનું છે, સ્ત્રી છું તો શું થયું ? દુનિયામાં ક્યાં સ્ત્રીઓ એકલી નથી રહેતી ? મારે એની શી પરવા ?" અને એણે અશ્વિનને સાફ સંભળાવી દેવાનો મનમાં નિશ્ચય કર્યો.

બીજે દિવસે સવારમાં સ્ટુડીઓમાં જતી વખતે બારણામાં ઉભા રહી અશ્વિનને સંભળાવી દીધું કે–"અશ્વિન હવે આપણા માર્ગ નિરાળા છે. તું તારા માર્ગે ને હું મારા. હું ગુલામ નથી કે તારી આપખુદીને સહન કરૂં......હું પણ માણુસ છું, મારે પણ દુનિયામાં રહેવું છે, માટે સમજી લે. આજથી આપણો કોઇ સંબંધ નથી." આટલું બોલીને શ્રીલેખા ઝડપથી સીધી બહાર નીકળી મોટરમાં બેઠી. ભર...રર કરતી મોટર સ્ટાર્ટ થઇ.

શ્રીલેખાના શબ્દો સાંભળી અશ્વિન ઉપર જાણે વીજળી પડી હોય તેમ એ એકદમ સ્તબ્ધ બની ગયો. એની રગોમાં વહેતું લોહી જાણે થીજી ગયું. એના હોઠ હાલીને અવાક્ બની ગયા. એના મગજમાં એક પ્રકારની જડતા આવી ગઇ. એ જ્યાં બેઠો હતો ત્યાંથી ઉઠવાનું એને ભાન રહ્યું નહિ. અને ક્યાંય સુધી મૂઢની જેમ બારણા તરફ નિહાળી રહ્યો.

આ અજ્ઞાન અવસ્થામાંથી સાંજનું પેપર નાંખવા આવેલા ફેરિઆએ એને જગાડયો. અશ્વિન જાગ્યો ત્યારે એના કાનમાં શ્રીલેખાએ સંભળાવેલા અંતિમ શબ્દો અફળાવા લાગ્યા–"મારે

પણ દુનિયામાં રહેવું છે, આજથી આપણો કોઇ સંબંધ નથી" આ શબ્દોએ એના અંતર ચક્ષુ સમક્ષ વર્ષો પહેલાં પિતાએ ઘરમાંથી જાકારો આપ્યો હતો. એ અતિતની સમસ્ત ઘટનાને ઉપસાવી આપી. જેને જોતાં એનું હૃદય ફાટવા માંડયું. એનું મગજ પાછું વિચારોએ ભરાવા લાગ્યું.

વિચારોથી કંટાળીને જ્યાં એણે ઉંચે દષ્ટિ કરી ત્યાં એને દિવાલ ઉપર ટીંગાતો એક ફોટો દેખાયો, જેમાં લગ્ન પછી પોતે અને શ્રીલેખાએ પડાવેલી છબી હતી. આ છબીને જોતાં જ એના હૃદયમાં ઉથલપાથલ મચી. જે શ્રીલેખા ફોટામાં એના ખભે હાથ મૂકીને ઉભી હતી એ હવે એના અંતરના આવનામાંથી એકાએક ખસી ગઇ છે: તો પછી એને ત્યાં રાખવાની શી જરૂર છે ? આ વિચારે એ ઉભો થયો ! ને એણે ફોટાને હાથમાં લીધો, ને કયાંય સુધી એ છબીને તાકી રહ્યો.

છબીમાં જોતાં એને શ્રીલેખાના શબ્દો સાંભરી આવ્યા: 'મારે પણ દુનિયામાં રહેવું છે.' ને પાછો એને કંટાળો આવ્યો. એકદમ આવેશમાં આવીને ફોટાને એણે નીચે પછાડયો, પણ એથી એના ચિત્તને શાંતિ વળી નહિ. અને મનમાં પાછો વિચાર આવ્યો કે "દુનિયામાં રહેવા ખાતર પિતાએ તરછોડયો હતો ને આજે પત્નિએ પોતાનો ત્યાગ કર્યો...તો પોતાને કયાં રહેવું ?"



# રાખના સાથિયા

સત્તરમા સૈકાની આ વાત છે. સુંદરી, સંગ્રામ ને શહાદતનો એ જમાનો હતો.

દરબારગઢમાં ચૂંડાવતજીને પરણાવી, પાછી આવેલી વેલ્યોનાં જોતરાં પણ હજી નહોતાં છૂટયાં: ત્યાં ચૂંડાવતજીને મેવાડના ધણીનું તાકીદનું તેડું આવ્યું, અને એ મારતે ઘોડે મેવાડ ઉપડયા.

મેવાડનો ધણી એટલે મેવાડી પ્રજાના શૌર્યનો સોહામણો સૂરજ!—મેવાડી પ્રજાનો જીવંત આદર્શ!—ને રાજપૂત વીરતાની વિરલ જયોત! આ જયોતના જયોતિર્ધર બની અત્યારે રાણા રાજસિંહ મેવાડના મહારાણા પદને શોભાવી રહ્યા હતા.

અને આ મહારાણા રાજસિંહે 'રાજપૂત-વટ'ના રક્ષણ માટે, મહાન મોગલ સલ્તનત સામે માથું ઉચક્યું હતું; જાતિય ગૌરવ જાળવવા માટે ઔરંગઝેબનો ખેતરાજ વહોર્યો હતો—ને મેવાડને માથે સંગ્રામ જજૂમી રહ્યો હતો. ઔરંગઝેબનાં કટક-દળ મેવાડ ઉપર આંખ માંડી બેઠાં હતાં. ચારેતરફ સંગ્રામના ભણકારા વાગી રહ્યા હતા. આથી

મેવાડના ધણી રાણા રાજસિંહે પોતાના શૂરા સામંતોની સલાહ લેવા તમામને તાકીદે તેડાવ્યા હતા. કેમકે કયારે મોગલ સૈન્ય તેના જુલ્મની ઝડીઓ મેવાડની ધરતી ઉપર વરસાવશે એ કહી શકાય એમ નહોતું.

ચિત્તોડગઢમાં મેવાડના આ શૂરા સામંતોની ખાનગી સભા મળી. આ સભામાં સંગ્રામ સંબંધી અનેક વાતો થઈ: મેવાડ ઉપર આવી પડેલી આફતને ઉકેલવા અનેક ચર્ચાઓ થઇ. મોરચાઓની રચના થઈ; પણ સભામાંથી કોઈ સરદારે સિસોદિયા સૈન્યની સરદારી લેવાનું બીડું ઉઠવવાની હિંમત દાખવી નહિ: એટલે મહારાણા ને સભાએ નાઇલાજ બની આગળ વધતા દાવાનળ જેવા મોગલ સૈન્યને ખાળવા, સિસોદિયા સૈન્યની સરદારી ચૂંડાવતજીને સોંપી.

અને મુછનો દોરો હજી જેના મોંઢા ઉપર ફૂટયો નથી; એવા યૌવનના આંગણામાં કદમ ધરતા ઉત્સાહ ઘેલા ચૂંડાવત સરદારે ઔરંગઝેબને અટકાવવાનું હિંમતપૂર્વક બીડું ઝડપ્યું–યુદ્ધમાં સિસોદિયા સૈન્યનું સેનાપતિ પદ સ્વીકાર્યું.

ચૂંડાવત સરદાર હજી જીવનની આશાભર્યો નવજુવાન હતો–સંસાર જીવનની કેડી ઉપર હજી એણે પગલાં નહોતાં માંડયાં. એની નવવિવાહિતા પત્નિના હાથનો કંકણ–દોરો પણ હજી નહોતો છૂટયો; ત્યાં એ કોડિલા જુવાને અપૂર્વ દૃઢતાથી ભાવિને ભૂલી જઇ–મમતાનો મોહ મૂકી દઇ; સંગ્રામમાં જવા સિસોદિયા સૈન્યની સરદારી સ્વીકારી. ને અદ્ભુત શૌર્યના ઉત્સાહમાં આવી, ઉછળતે હૃદયે પોતાની રાજધાનીમાં આવી રણડંકો વગડાવ્યો–યુદ્ધની નૌબત ઉપર ઘાવ કરાવ્યો.

અઢાર વર્ષના આ નવજુવાન સરદારમાં સિંહનો સીનો હતો. રણબંકા રાજપૂતની હિંમત હતી; ને એની રગોમાં જુવાનીનો જુસ્સો હતો. એનું ઘાટિલું બદન અને ચમકતી આંખોમાં અદ્ભુત વીરતા દેખાતી હતી. એના ભવ્ય ચહેરા ઉપર કેસરીસિંહને સુલભ એવી અપ્રતિમ વીરશ્રી વિરાજી રહી હતી.

આવા જવાંમર્દ સરદારની સરદારી માટે રાજપૂત સૈનિકોના દિલમાં અપૂર્વ પ્રતાપ અને ગર્વ હતાં; જેના ગૌરવને દિપાવવા, રાજપૂત સૈનિકોના હૃદયમાં ખપી ખૂટવાની ખેવના હતી.

× × ×

ચૂંડાવતજીના દરબારગઢમાં જ્યાં હજી લગનનાં મંગળ–ગીતો ને ઢોલનો મધુર ધ્વનિ શમ્યો નહોતો; ત્યાં એકાએક ચૂંડાવતજીના ચિત્તોડથી પાછા ફરતાંજ, રણશીંગાનો સ્વર સંભળાવા લાગ્યો, રણદુદુંભી વાગવા માંડયાં ને દરબારગઢ એકદમ ડોલવા લાગ્યો–લોકો ખળભળી ઉઠ્યા.

આજે વહેલી સવારથી "કડીંગધીંગ....કડીંગધીંગ..."ચૂડાવતજીની ડેલી આગળ નગારા ઉપર ડંકો પડયે જતો હતો: ને કોઇ મહેરામણ ઉભરાઇ આવે એમ રણશૂરા રાજપૂતો સૈનિક વેશ સજી ડેલીના આંગણમાં એકઠા થતા હતા. રાજપૂત માતાઓ પુત્રને રણ વિદાય કરવા લાગી; ને ભાવ ભરી બ્હેનો વીરને યુદ્ધમાં વિજય મેળવી વહેલા આવવાના આશિર્વાદ ઉચ્ચારવા લાગી. વીર ચૂંડાવતજી પણ પોતે સંગ્રામનાં શસ્ત્રો સજી...કેસરી વાગો પરિધાન કરી, પોતાની નવવિવાહિતા નવોઢા પત્નિ–હાડીરાણીની વિદાય લેવા ગઢના આંગણમાંથી રણવાસ તરફ આવ્યા.

મહેલના ચોકમાં દાખલ થતાં જ ચૂંડાવતની દૃષ્ટિ રણવાસની અટારી તરફ ગઇ. અટારીમાંથી એમની નવોઢા પત્નિ હાડી રાણી બહાર આંગણામાં એકઠા થએલા શૂરા સૈનિકોને નિરખી રહી હતી. શ્યામ ઘટામાં ચન્દ્રમા ચમકી રહ્યો હોય એમ અત્યારે, ચૂંડાવતજીને પોતાની નવપરણીત રાણીનું રૂપાળુ વદન લાગ્યું. આ નવયૌવના રાજપૂતાણીની અણીયાળી આંખોમાં કસ્તુરી ઘોળીને કાજળ પૂર્યું હોય એવી અગાધ મોહકતા ભરી હતી. એના પ્રફુલ્લ–વદન પર ભાવનાની મધુર ખુશ્બો વેરતા સોહામણા સ્વસ્તિક ચમકતા હતા. આ નવ–કોડીલી નવોઢાનો નાજુક ચહેરો નિહાળી ચૂંડાવતજીનું અંગેઅંગ મધુર ધ્રુજારીએ કમ્પાયમાન બની ગયું–એના હૃદયનો આવેગ સ્હેજ ધીમો પડી ગયો.

અને સ્વચ્છ આભની સોહામણી કિનાર ઉપર બીજ–રેખા ઉગે એમ ચૂંડાવતજીના વીરોત્સાહભર્યા અંતરમાં અંતિમ અભિલાષાની આછી વિચાર–રેખા ચમકી ગઇ–"સંગ્રામમાં વીરગતિને પામું તો આ અનુપમ સુંદરી સાથ દે તો કેવું ?" ત્યાં તો એના મનમાં બીજો વિચાર આવ્યો:–"જીવન અને જગતના રંગોથી સાવ અજાણ પોતાની આ નવોઢા રાણી, પોતાનો રાજપૂતાણીનો ધર્મ જાળવતાં અચકાય તો....મોગલોના હાથે ચઢે તો...?" આ વિચિત્ર આશંકાની અસહ્ય અગ્નિ–શિખા એના હૃદયમાં જાગી, ને એના આનંદભર્યા ચહેરા ઉપર રંજની આછી વાદળી ઉપસી આવી–એના ચિત્તને વ્યગ્રતાએ આવરી લીધું. એની રગેરગમાં ઉછળતો યુદ્ધનો પ્રચંડ જુસ્સો એકદમ ઓગળી ગયો. વીરશ્રીથી તેજસ્વી બનેલો એનો ભવ્ય ચહેરો એકદમ ઝાંખો પડી ગયો. એના પગમાં ઉછળતું યુદ્ધનું જોમ એકદમ મંદ પડી ગયું. ને આ રાણીની ચિન્તામાં એનું હૃદય પ્રજવળી ઉઠ્યું; આ અજબ પરિવર્તનને અટારીમાંથી જોઇ રહેલી ચતુર રાજપૂતાણી–હાડી રાણી એકદમ પામી ગઈ. પતિમાં પ્રકટેલો રંજ અને હૃદય–દૌર્બલ્યના નિરૂત્સાહને એકદમ ઓળખી ગઇ.

ચૂંડાવત સરદાર મંદ પગલે મેડીચઢી રાણી પાસે આવ્યો. રાણી પતિની હૃદય વ્યથા સમજી ગઇ હતી, એટલે એના ચહેરાનો રંગ બદલાયો. સ્ત્રી સુલભ કોમળતાને બદલે એના ચહેરા ઉપર વીરાંગનાની અપ્રતિમ વીરતા ભભૂકી ઉઠી. આ નવયૌવના રાજપૂતાણીએ અનહદ શૌર્ય ને વીરતાના ઉત્સાહમાં આવી જઈ પતિની આરતિ ઉતારી; ઓવારણાં લીધાં; ને અડગ હિંમત દાખવી સ્થિરતાની ચૂંડાવતના હાથમાં તલ્વાર આપી; ને "પધારો નાથ! વિજયશ્રીને વરીને વહેલા આવજો" કહેતાં હાડી રાણીએ કંઠમાં નવોઢાની નરમાશ ને બદલે કોઇ વીરાંગનાની દુ:સહ્ય દુધર્ષતા રણકાવતાં પતિને વિદાય આપી.

"રાણી આવવાનું તો એકલીંગજીના હાથમાં છે: પણ વીરગતિ તો નક્કી જ છે. માટે આ આપણી આખરી ભેટ છે!" કહેતાં ચૂંડાવતના ગળામાં ગ્લાનિની નરમાશ પ્રકટી.

"પ્રાણનાથ! મૃત્યુ તો સૌના માથે છે; વહેલું કે મોડું...? અને રાજપૂતનું મૌત તો રણમાં શોભે ઘરમાં નહિ; એટલે રાજપૂતાણી ને તેનો રંજ ન હોય!–શૂરવીરની ભેટ સ્વર્ગમાં સાંપડે! માટે રાણી ને એ વાતનો રંજ શો? માટે આપ નિશ્ચિન્ત મને રણમાં પધારો! મને એનું દુઃખ નથી." કહેતાં રાણીએ ચૂંડાવતને વીરાંગનાના અપ્રતિમ શૌર્યથી ઉત્સાહ અર્પ્યો.

"રાણી યુદ્ધમાં જવાનું દુઃખ મને નથી, ને તમને પણ ન હોય! એ હું સમજું છુ...આ તો હું મારો ધર્મ સંભાળુ છું...ને તમે જરા નાના રહ્યાં...એટલે તમને તમારો ધર્મ દાખવતો હતો...!" કહેતાં રાણીની તેજસ્વી દૃષ્ટિ ન સહેવાતાં–ક્ષોભના માર્યા નીચે નિહાળતાં ચૂંડાવત સરદાર બોલતો અટકી ગયો.

"નાથ ક્ષમા કરજો! રાજપૂતાણીને એનો ધર્મ પતિને રણ વિદાય આપતા પતિ પાસે શિખવાનો ન હોય;-એ તો માના ધાવણમાંથી શીખીને આવી હોય છે! માટે આપ દાસીના ધર્મ માટે બેફિકર રહેજો! આપ સુખેથી આપનો ધર્મ બજાવો!" કહેતાં રાણીની અણીયાળી આંખોમાં વિદ્યુત્ ચમકે એમ તેજરેખા ચમકી. ગૌરવમાં એના પાતળા હોઠ સ્હેજ મરડાયાં; ને અટલ વીરતાની અદ્દભુત જ્યોત એના અંગે અંગમાંથી પ્રકટી રહી.

ત્યાં તો બહાર રાજગઢના ચોગાનમાં રણવિદાયનું મુહૂર્ત વીતવાનો શંખ ધ્વની ગાજ્યો, સંગ્રામનાં નગારાં ગગડયાં; ને રણશીંગાનો શૌર્ય પ્રેરક સ્વર વાતાવરણને ભેદી રહ્યો. રણભૂમિમાં જવા અધીરા બનેલા અશ્વોનો હણહણાટને બિરદાવલીના ઉત્સાહ પ્રેરક નાદે વાતાવરણમાં અનોખી છટા ખડી કરી. ચૂંડાવત સરદાર રાણીની વિદાય લઈ આ હર્ષોલ્લાસ ભર્યા કોલાહલ વચ્ચે ઝડપથી મેડીના દાદર તરફ વળ્યો.

અને રાણી સંગ્રામમાં જતા શૂરવીરો ને સ્વામિને નિહાળવા પાછી ઝરૂખામાં આવી ઉભી રહી.

શૌર્યથી ડોલતા ઉત્સાહ પ્રેરક વાતાવરણ વચ્ચે ચૂંડાવત મેડી ઉતરવા લાગ્યો; પણ હજી એના પગમાંથી ગ્લાનિની મંદતા ગઇ નહોતી. એના હૈયામાં ગમગીની હતી; ને પગથીઆં ઉતરતાં પાછી એના મનમાં સંદેહની વિચારરેખા ચમકી– "જીવનના રંગોથી સાવ અનભિજ્ઞ આ નવજુવાન રાણી સતિ ન થાય તો......? એ મોગલોના હાથે ચઢે તો...?" આ ચિન્તા ને આશંકાની ઉદ્વિગ્નતામાં ચૂંડાવતની દૃષ્ટિ ઉપર ગઇ; ને– "રાણી હું જાઉં છું તમે તમારો ધર્મ ભૂલશો નહિ!" એકદમ એના ઉરના ઉંડાણમાંથી ઉદ્ગાર સરી પડયો. આ ઉદ્ગારના શબ્દો જીનામાં અથડાઇ એનો પ્રતિઘોષ ઉપર ગયો.

ઝરૂખામાંથી જોઇ રહેલી આ રજપૂતાણીના અરિસા જેવા ઉજ્જવલ ચહેરામાં યુદ્ધમાં જતા સ્વામિના સંકોચનું સચ્ચોટ પ્રતિબિમ્બ પડયું. એણે શૂરવીર સ્વામિમાં શિથિલતા પ્રકટેલી નિહાળી. ચૂંડાવતના ચહેરા પર રણભૂમિનો રંગ નહિ, પણ રણવાસનો રંગ જોયો. એનું ચિત્ત પોતામાં પરોવાએલું દીઠું; અને પોતાનામાં મન મૂકીને સંગ્રામે જતો સ્વામિ અવશ્ય પરાજય પામશે એ ભયે એ એનું હૃદય ભડકી ઉઠયું. પોતાનું ગૌરવ હણાતું હોય એમ હૈયામાં એણે કાળી વેદના અનુભવી.

આ વ્યગ્રતામાં રાણીનો પ્રફુલ્લ ચહેરો એકદમ પડી ગયો, ને એના પર પાષાણની કઠોરતા પથરાઇ ગઇ. એની કાળી ભમ્મર કીકિઓમાં કાજળને બદલે કટારની ધાર ચમકી–દૃષ્ટિનો રંગ ધોળો શેતર બની ગયો.

એક ક્ષણમાં આ રૂપાળી રાજપૂતાણીનું સ્વરૂપ બદલાયું–એના ચહેરાનો રંગ બદલાયો; ને એ એકદમ ચામુંડાના સાક્ષાત અવતાર જેવી વિકાળ બની ગઇ. આ જાજરમાન નારીનાં નમણાં નયનો; સ્નિગ્ધ ભાવનાના સોહામણા સાથિયા પૂરતાં હતાં, તેમાંથી રાખના સાથિયા ખરવા લાગ્યા–"આ રણબંકો રાજપૂત મારામાં મન મૂકીને સન્દેહને

સંગ્રામમાં સાથે લઇ જાય; તેના કરતાં હું જ એને સાથ કેમ ન આપું ?" આ ભયંકર નિશ્ચયની વજ્ર—ગાંઠ વિફરેલી સિંહણી શી હાડીરાણીના હૃદયમાં વળી. ને એકાએક એના મુખની સુકોમળતા અદૃષ્ટ થઈ—ને વેરાનની ભયંકરઅનાકર્ષતા ઉપસી આવી. એની રગોમાં વ્હેતું ક્ષત્રાણીનું લોહી બમણા વેગથી વહેવા લાગ્યું. ને એ એકદમ ઝડપથી અંદરના ખંડમાં આવી.

"ગંગા !" અંદર આવી એણે એક દાસીને હાંક પાડી.

"જી, બા સાહેબ !" કહેતાં બાજુના ખંડમાં કામ કરતી એક દાસી દોડતી આવી; ને છૂટે ચોટલે રાણીનું રૌદ્ર રૂપ નિહાળી ધ્રુજતી એક બાજુ ઉભી રહી.

"ગંગા "

"જી બા સાહેબ !"

"જો હું તને વિજયની વળમાળ આપું છું તે જલ્દી નીચે જઇ તારા મહારાજના ગળામાં પહેરાવજે ! ને કહેજે કે હાડી રાણી પહેલેથી સતિ થયાં છે; માટે એમના મસ્તકની વિજયમાળ—ભેટ મોકલી છે. જેને પહેરીને નિરાંતિ—આનંદથી રણક્ષેત્રમાં વિજયને મેળવે ! દુશ્મનને દૂર કરવાના મનોરથ પૂરા કરે !" કહેતાં એક થેકડે દિવાલ ઉપર લટકતી તલવાર લઇ રાણીએ મ્યાન બહાર કાઢી.

મહિસાસુરનું મર્દન કરવા ત્રિપુર—સુંદરી સાક્ષાત આવ્યાં હોય, એમ રાણીના હાથમાં ખુલ્લું ખડ્ગ ને માથે છૂટો ચોટલો નિહાળી દાસી ભયથી ડરી ગઇ; ને ચમકીને બે કદમ પાછી હટી.

જન્મકાળથી જૌહરનું જનૂન જેની રગરગમાં ધબકી રહ્યું છે, એવી આ જોગમાયા જેવી રાજપૂતાણીએ—હાડીરાણીએ પ્રચંડ આનંદના ઉત્સાહમાં ઉંચી તલવારવાળો હાથ ભારે જોરથી હવામાં વીંઝયો; ને "જય અંબે"ના ઉરમાંથી ઉઠતા ઉદ્ગાર સાથે સ્વસ્થતાથી ઝટકો પોતાના ગળા ઉપર નાખ્યો.

'ધડ' કરતાંક ને ડોકાને ધડથી જુદું કરી તલવાર દિવાલ સાથે અથડાઇ. ફાગણુનો ફાગ ઉડે એમ ખંડમાં રાણીના લોહીનો ફૂવારો ઉડયો. ભોંયે પડેલા રાણીના લોહીમાં તરબોળ ધડ એ મસ્તકને જોઇ દાસીના કંઠમાંથી "ઓય મારે!"ની એક ભયજનક કારમી કિકિયાળી નીકળી ગઇ. એના અંગે અંગમાં ભયંકર ભયવિહ્વલ્લતા વ્યાપી ગઇ. એને ભયંકર કમકમાં આવ્યાં; ને એનું હૃદય ત્રાસમાં તરફડી રહ્યું.

રાણીના રકતથી આ ખંડ રંગાઇ ગયો હતો; ખંડનું વાતાવરણ ભારે ભયંકર અને બિહામણું બન્યું હતું. ભયગ્રસ્ત દાસી પાસે હતી એટલી હિંમત ને સાહસ એકઠાં કરી, ધરતી ઉપર પડેલા રાણી ના અપાર્થિવ હાસ્ય વેરતા ડોકા પાસે આવી. ને ડોકાને જોતાં પાછાં એની આંખે એકદમ અંધારાં આવ્યાં—એક પલ એણે આંખો મિંચી દીધી ને મહામહેનતે આંખો ઉઘાડતાં તેને રાણીએ સોંપેલું કામ યાદ આવ્યું.

ઘડી ભર એ સ્થિર બનીને ઉભી રહી; ને ધ્રુજતા હાથે ધરતી પરથી લોહી નીતરતું રાણીનું મસ્તક ઉપાડયું.—એના અંગે અંગમાં પાછાં કમકમાં આવ્યાં. પણ સ્વસ્થતા મેળવી તેણે મસ્તકના ચોટલાના વચ્ચેથી બે ભાગ કરી છેડે ગાંઠ વાળી. ને આ માથાનો હાર લઇ; જાણે કોઇ પ્રેત પાછળ પડયું હોય, એમ ઝડપથી ખંડ બહાર નીકળી મેડીના દાદર તરફ ગઈ.

હાડી રાણીનું આ મસ્તક લઇ દોડતી દાસી રાજગઢના ચોગાનમાં આવી; મહેરામણ ઘૂઘવે એમ ત્યાં સૈનિકોનો ઉત્સાહ ભર્યો કોલાહલ ગાજતો હતો; ને શસ્ત્ર–સજ્જિત ચૂંડાવત સરદાર સૈનિકોને સંગ્રામની સૂચના આપી રહ્યો હતો. ચૂંડાવતની પાસે જઇ દાસીએ બૂમ પાડી—"મહારાજ!"

"કોણ? ગંગા!" કહેતાં ચૂંડાવત દાસી તરફ ફર્યો: અહીં એકાએક દાસીને આવેલી જોઇ સૈનિકોનું ધ્યાન પણ એના તરફ ગયું.

"લો! આ વિજયમાળ!" કહેતાં અપૂર્વ છટાથી દાસીએ ચૂડાવતજીના ગળામાં મસ્તકની વિજયમાળ આરોપી; ને હાડી રાણીનો આખરી સંદેશો કહ્યો.

સન્દેશો સાંભળી ચૂંડાવત સ્તબ્ધ બની ગયો. એના હૈયામાં ઓચિંતી ફાળ પડી. શું બોલવું એ એને ઘડીભર સૂઝયું નહિ. ચૂંડાવતની આ અસ્વસ્થતા જોઇ ચકોર દાસી એકદમ ઉત્સાહમાં ઉંચેથી બોલી–" બોલો સતિ માત કી જય !" ને સૈનિકોએ એ જયનાદને ઝીલી લેતાં ગગન ભેદી બનાવ્યો.

પુષ્પમાળને બદલે પ્રિયતમાના મસ્તકની માળા પહેરી ચૂંડાવત આશ્ચર્યથી આભો બની ગયો હતો–એના અંગની રોમાવલી ખડી થઇ ગઇ હતી; ને એની આંખોમાં અદૃષ્ટ આનંદની જ્યોતિ પ્રકટી રહી હતી. આ ઉલ્લાસમાં એના ઉરની ઉદ્વિગ્નતા ઉડી જતાં, એ પ્રચંડ ઉત્સાહના આવેશમાં આવી ગયો. એની રગેરગમાં અપ્રતિમ શૌર્યનું અદ્ભુત ઝનૂન ઉછળ્યું. અને "જય એક લીંગ જી"ના ઉદ્‌ગાર સાથે એણે સૈન્યને આગેકુચ કરવાની આજ્ઞા આપી.

પોતાના સરદારના કંઠમાં સતિના મસ્તકની માળા જોઇ રાજપૂતો શૌર્યઘેલા બન્યા; ને ચૂંડાવતના હર્ષનાદને ઝીલી લીધો. કોઇ મહોત્સવનો મહાનંદ ઉછળે એમ શૂરા સૈનિકોના હૃદયમાં વીરત્વનો પ્રચંડ ઉત્સાહ ઉછળ્યો; ને "સતિ માત કી જય !–અંબે માત કી જય !"ના ગગન ભેદી નાદે વાતાવરણને ગજાવી મૂકતા આગળ વધવા લાગ્યા.

હર્ષઘેલી બની દાસી શૂરવીરોની આ શૌર્ય ઘેલછા નિહાળી રહી હતી. જેના તરફ ચૂંડાવતની દૃષ્ટિ જતાં;–"ગંગા તું જા ! હવે રાજ-મહેલના આંગણુમાં રંગના સાથિયા નહિ પણ રાખના પૂરજે !" કહેતાં કેસરીયાં કરવા અધીરા બનેલા ચૂંડાવત સરદારે દાસીને રજા આપી; ને પોતાના ઘોડાને એડી મારી આગળ કર્યો–અને કમાનમાંથી તીર છૂટે એમ ચૂંડાવતનો અશ્વ ઉપડયો...!

...શત્રુનો સંહાર કરવા જતા પોતાના રાજાને નિહાળી દાસીની આંખમાં આંસુ આવ્યાં. આ આંસુના ચળકાટમાં એને કેસરિયાં કરવા જતા ચૂંડાવતને બદલે–સંહાર કરવા જતા બાલ રૂદ્રનો ભાસ થયો ! ! !

આપના શહેરમાં આ ચિત્ર આવે
ત્યારે જોવા ચુકતા નહિ .... ....!

## જીવનની મઝલને

એક સાથે
પૂરી કરવા
મથતાં
એ
ભાવના
ઘેલાં
હૈયાંની
દર્દમંદ
કથા—

કે. અબ્દુલ્લા
પ્રોડક્ષન્સનું
અભિનવ
સામાજીક
કલા પુષ્પ

# હમજોલી

✱ નિર્માતા : કે. અબ્દુલ્લા ✱

દિગ્દર્શન
**ઈસ્માઈલ મેમન**
અને
**મિ. લુકમાન**

સંગીત
**હાફીઝખાં**

સંગીત—
**કરીમ હાશમી**

ગીત—
**અન્જુમન પીલીભીતિ**

ભૂમિકા—
**નૂરજહાં, જયરાજ, આગાજાન, ગુલામ, મોહંમદ, જીલ્લુબાઈ, મજીદ, મુકરી**
અને
નવીન નારિકા
**જીનત**



વિગત માટે લખો :

**ઇન્ડીયા ફિલ્મ સરકીટ** નીલમ મેન્શન
ત્રિભુવનરોડ-મુંબઈ ૪.

## કલા કિરણ ચિત્ર–

# અસલિયત

જેમાં—

| | |
|---|---|
| કુ. કમલ | શંકર કુલકર્ણી (પ્રભાત પ્રસિદ્ધ) |
| ,, રૂપ | ગાજકપૂર (પૃ. થી.ના સૌજન્યથી) |
| ,, પુષ્પા (પૃ. થી.ના સૌજન્યથી) | મુદલિયાર |
| ,, રામપ્યારી | સંજિત |
| બેબી શાન્તા | ટકલે |

અને

**મધુકર ગુપ્તે**

| | |
|---|---|
| સંગીત— | કલા— |
| **સી. આર. શાહ** | **ડી. ડી. ગોંધળેકર** |
| સ્હાયક | નૃત્ય— |
| **શ્રી ભટ્ટાચાર્ય** | **વી. કાંદળકર** |

પટકથા—સંવાદ—ગીત

**પં. રતન પિયા**

દિગ્દર્શન

**ડી. બી. ખન્ના**

—— વિગત માટે લખો ——

**કલા કિરણ ચિત્ર** (૩) વરસોવા રોડ,
અંધેરી.



जनक चित्र

[ ૧ ]

# જનતા

## જાગે છે ત્યારે——

—એને સામાજીક બંધનોનું

—દરેક જાતની ગુલામીનું

**ભાન થાય છે—અને**

તરેહતરેહની કુરબાની કરવા

ખડે પગે તૈયાર થઇ જાય છે.

## જનક

નું ધ્યેયલક્ષી ચિત્ર

[ ૨ ]

# ઘરઘર કી કહાની

**નામ એટલું સૂચક છે કે..........................................!!!**

જેને સહકુટુંબ જોવા ચુકતા નહિ!

જે ચિત્ર 

આપણા

ઘર સંસારનું ગૌરવ બનવા આવે છે

મૂક્તિ પ્રોડક્શન્સનુ મનોહર સામાજિક ચિત્ર



# -ગૌરવ

દિગ્દર્શક :
કે. જે. પરમાર

પટકથા–સંવાદ :
પં. ગિરિશ

સંગીત :
શાંતિકુમાર દેસાઇ

ભૂમિકામાં—

જીન્નત ★ ઘનશ્યામ બી. એ.
મિ. રાજ ★ ચારૂબાલા ★ પાન્ડે
મુન્શીખંજર, હંસા, બેબી
રજની અને પિનાકીન શાહ.

**મુક્તિ પ્રોડક્શન્સ**
શંકર શેટ રોડ, મુંબઇ, ૭.

મુંબઇ ઇલાકાના હક્કો માટે લખો :—

**ચંપક ફિલ્મ ડીસ્ટ્રિબ્યુટર્સ**
પીલો લોજ : શંકર શેટ રોડ, મુંબઇ—૭.